# સ્વ. સૌ. મહાલક્ષ્મી.



જન્મ સંવત ૧૯૫૨ મૃત્યુ સંવત ૧૯૭૨

સ્વ. સૌ. મહાલક્ષ્મી સ્મારક ગ્રંથમાળા મણકો ૮ મો.

# રસીલી વાર્તાઓ

ભાગ ૧ લો.

લેખક:

શ્રીયુત રામમોહનરાય જસવંતરાય દેસાઈ.

પ્રકાશક:

અમદાવાદના શ્રી દશા શ્રીમાળી

મૈત્રી વણિક મિત્રમંડળ તરફથી

શાંતિલાલ હરિલાલ શાહ.

તથા

પુરૂષોતમદાસ ગોપાળદાસ શાહ.

ઓ. સેક્રેટરીઓ:

શાહપુર, અમદાવાદ.

બીજી આવૃતી. પ્રત ૧૨૦૦

સંવત ૧૯૮૬ સને ૧૯૩૦

કીંમત આઠ આના

# અનુક્રમણિકા.



# શુદ્ધિ પત્રક.

| પૃષ્ઠ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|
| બીજી આવૃતીનું નિવેદન | | |
| પૃષ્ઠ. ૨. પુસ્તકનાં નામમાં | ક્રીયા | ક્રિયા |
| અનુક્રમ નં. ૩. | | |
| ,, ,, નં. ૭. | ચાહિત્ય | સાહિત્ય |
| ,, છેલ્લી લીટી. | આવૃતી | આવૃત્તિ |
| પૃષ્ઠ. ૬. લીટી. ૨. | પ્રંશસા | પ્રશંસા |
| ,, ,, | મનને | મનને |
| ૧૧ ,, ૧૬ | પત્ની | પત્નિ |
| ૨૪ ,, ૧૮ | સ્થિતી | સ્થિતિ |
| ૨૮ ,, ૪ | હૃદયમાંયી | હૃદયમાંથી |

| | | | |
|---|---|---|---|
| ૩૦ | ,, ૯ | એટલું જ | એટલું |
| ૪૨ | ,, ૪ | વારસો | વારસ |
| ૪૬ | ,, ૨ | ટોળુ | ટોળું |
| ૬૦ | ,, ૩ | બરીથી | ફરીથી |
| ૬૨ | ,, ૧૪ | લગડાં લત્તાંનું | લુગડાં લત્તાંનું |
| ૬૯ | ,, ૧૦ | જુગકું | જુગટું |
| ૭૨ | ,, ૧૩ | શઘળી | સઘળી |
| ૭૩ | ,, ૧૬ | પાતાની | પોતાની |
| ,, | ,, ૧૮ | યઈ | થઈ |
| ૭૪ | ,, ૨૧ | જણાલવાનો | જણાવવાનો |
| ૮૩ | ,, ૧૧ | ને | છે |
| ૮૯ | ,, ૬ | સાહેભને | સાહેબને |
| ,, | ,, ૮ | સંધીવના | સંધીવાના |
| ૯૨ | ,, ૫ | દયાળું | દયાળુ |
| ,, | ,, ૬ | દયાળું | દયાળુ |
| ૯૩ | ,, ૯ | તરરૂથી | તરફથી |
| ૯૪ | ,, ૧૦ | વાળાવાળા | વાળવાળા |
| ,, | ,, ૨૩ | તેહેને | તમને |
| ૯૫ | ,, ૧૨ | એટણે | એટલે |
| ૯૭ | ,, ૮ | મેવાડાના | મેવાડના |
| ૧૦૩ | ,, ૬ | જાનામાનો | જાનોમાનો |
| ૧૦૭ | ,, ૯ | ઓંસુ | આસુ |
| ,, | ,, ,, | ઓંખો | આંખો |
| ૧૧૨ | ,, ૬ | અક | એક |
| ૧૨૪ | ,, ૧૬ | પાપટિયા | પોપટિયા |
| ૧૨૫ | ,, ૨૦ | તેમ | તેને |
| ૧૨૭ | ,, ૨ | કરૂ | × |
| ૧૩૦ | ,, ૧૧ | ફખતમાં | વખતમાં |
| ૧૩૨ | ,, ૮ | જાણુતો | જાણુતા |

# નિવેદન: બીજી આવૃત્તિનું

## "મહાલક્ષ્મી સ્મારક ફંડ."

સ્વર્ગવાસી સૌ. બ્હેન મહાલક્ષ્મી, રા. રા. અમૃતલાલ બાપુજીની પુત્રી અને રા. રા. કેશવલાલ ઈશ્વરદાસ મહાદેવીઆનાં પત્નીનો જન્મ સંવત ૧૯૫૨માં થયો હતો. તેમનાં માતપિતા કેળવાયેલાં હોઈ તેમનામાં જન્મથીજ કેળવણીના સંસ્કાર પડયા હતા. તેમણે ગુજરાતી અભ્યાસ પુરો કરી મહાલક્ષ્મી ટ્રેનિંગ કોલેજમાં બે વરસ અંગ્રેજી અભ્યાસ પણ કર્યો હતો. તેમને વાંચન પ્રત્યે સારો શોખ હતો. તેમનું લગ્ન પંદર વર્ષની ઉમ્મરે થયું હતું અને તે પછી ચાર વર્ષ જેટલી ટુંકી મુદતમાંજ સંવત ૧૯૭૨ની સાલમાં ૧૯ વર્ષની ઉમ્મરે તે સુવાવડમાં સ્વર્ગવાસી થયાં હતાં. તેમના મરણ પછી તરતજ તેમના પતિએ રૂ. ૧૦૦) તેમની પાછળ "મહાલક્ષ્મી સ્મારક ફંડ" તરીકે તેનું વ્યાજ સ્ત્રી ઉન્નતિના કોઈપણ કાર્યમાં ખર્ચવાની શરતે મંડળને આપ્યા હતા. તે ફંડ હાલમાં રૂ. ૬૦૦) સુધી પહોંચ્યું છે. આ ફંડની યોજના સંબંધીના નિયમો સહરહુ સ્મારકની ગ્રંથમાળા નં. ૧ નાનાં બાળકોની ગૃહકેળવણી નામના પુસ્તકમાં આપવામાં આવ્યા છે.

આ સ્મારક ફંડ ખાતે અત્યાર સુધીમાં નીચે જણાવેલા સાત મણકા બહાર પડી ચુકયા છે.

| | પુસ્તકનું નામ. | લેખક. | સને. |
|---|---|---|---|
| ૧. | નાનાં બાળકોની ગૃહકેળવણી | રા. રા. ભોગીલાલ કેશવલાલ પટવા. બી. એ. એસ. ટી. સી. ડી | ૧૯૧૬ |
| ૨. | આરોગ્યની વાર્તાઓ. | ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ એલ. સી. પી. એન્ડ એસ. ( કલકત્તા. ) | ૧૯૧૯ |
| ૩. | જીવન ક્રીયા અને ખોરાક. | રા. રા. મોતીલાલ ઉત્તમરામ અલમોલા બી. એ. બી. એસ. સી. | ૧૯૨૧ |
| ૪. | સુવાવડ અને બાળ સંભાળ | રા. રા. નરહરિ કુરણુરામ દેસાઈ બી. એ. | ૧૯૨૧ |
| ૫. | દેવીનું રાજ્ય દેવી પદે. | રા. રા. ચંદુલાલ કેશવલાલ અમીન બી. એ. એસ. ટી. સી. ડી. | ૧૯૨૩ |
| ૬. | બાળકની સંભાળ | સૌ. શારદા સુમંત મહેતા બી. એ. | ૧૯૨૪ |
| ૭ | દયણ માતા અને રદ્રુણી પુત્રી. | સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય. | ૧૯૨૭ |

આ આઠમો મણકો છપાવી જ્ઞાતિમાં વહેંચાવવા સંબંધી રા. રા. ભોગીલાલ કેશવલાલ પટવાની સૂચના મુજબ "સુંદરી સુબોધના" તંત્રીજી શ્રીયુત રામમોહનરાયભાઈને હું મળ્યો અને તેમને કોઈ સ્ત્રી ઉપયોગી સારા લેખો આપવા વિનંતિ કરી અને તેમણે આ "રસીલી વાર્તાઓ" જે તેમના પત્રની સને ૧૯૧૪ની સાલની ભેટ તરીકે બહાર પાડેલી અને જેની હજુ સારી માગણી છે તેની બીજી આવૃત્તિ છપાવવાની મંડળને તેમણે પરવાનગી આપી છે. આ આવૃતી છપાવતાં મંડળને વધુ ખર્ચ ન થાય તે

માટે બારસો નકલો છપાવવા તથા વધારાની નકલો વેચાણ કરવા દેવાની પરવાનગી આપી તેમણે મંડળને આભારી બનાવ્યું છે. રા. રા. ભાઈ નંદલાલ ચુનીલાલ બોડીવાળાએ મંડળની ઉપયોગ ઉપરાંતની વધારાની નકલો ખરીદી લઈ મંડળને ઉપજ કરતાં વધુ ખર્ચ નહિ થાય તેવી અનુકુળતા કરી આપી છે તે બદલ મંડળ તેમનું પણ આભારી છે. આ પુસ્તકના લેખક શ્રીયુત રામમોહનરાય જસવંતરાય દેસાઇએ આ પુસ્તકનું પ્રકાશન મંડળના ઉપયોગ અર્થે કાંઇપણ આર્થિક બદલો લીધા સિવાય કરવા પરવાનગી આપી તે માટે તેમનો હું મંડળ તરફથી આભાર માનું છું.

| | |
|---|---|
| શાહપુર.<br>**અમદાવાદ,**<br>તા. ૨૦ માર્ચ ૧૯૩૦ | લી. સેવક.<br>**શાંતિલાલ હરિલાલ શાહ.**<br>ઓ. સેક્રેટરી.<br>શ્રી. દશાશ્રીમાળી મેશ્રી વણિક મિત્રમંડળ |



# નિવેદન.

( પ્રથમ આવૃત્તિનું. )

વિવિધ પ્રસંગે લખાયલી **ટૂંકી વાર્તાઓ** આ સંગ્રહમાં દાખલ કરવામાં આવી છે. ત્હેમાંની લગભગ સઘળી ઇંગ્રેજીમાં આવેલી વાર્તાઓ ઉપરથી અનુવાદ અથવા સૂચિત છે; અને તે જૂદાં જૂદાં માસિકો–સાપ્તાહિકોમાં પ્રકટ થઈ હતી. "દિવ્ય પ્રેમ" ની વાર્તાનો અનુવાદ ભાઈશ્રી **મનવંતરાય ગુલાબરાય મુન્શી***ની સાથે મળીને કરવામાં આવેલો હતો.

આમાંની કેટલીક વાર્તાઓ લખાયાની વચમાં ઘણો લાંબો સમય થયો છે. તેથી સ્વાભાવિક રીતે ત્હેમની રચના વગેરેમાં તફાવત જણાઈ આવે છે; છતાં ઘણીખરી કથાઓ દંપતી જીવનને અને તે પ્રસંગોને લગતી હોવાથી અને હાલ અપ્રાપ્ય જેવી થયેલી હોવાથી **"સુન્દરી સુબોધ"** ના વાંચકોને આ સંગ્રહના રૂપમાં નવીન અને ઉપયોગી માલુમ પડશે, એમ આશા છે.

અમદાવાદ
ઈ. સ. ૧૯૧૪

**રા. જ.**



* હાલ સ્વર્ગસ્થ.

# રસીલી વાર્તાઓ.

## પતિપત્ની.

"જતાં'તાં સાંઝે જ્યાં, વરવહુ એમ ધાન્ય લણતાં
"ન જાણું તે શાથી, વરવહુ એમ તો લઢી પડ્યાં;
"લડ્યાં, રોયાં, પાછાં વરવહુ એમ આંસુ ચુમતાં,
"હતાં તેવાં તેવાં, વરવહુ એમ તો થઇ રહ્યાં.

અરે કેવી મીઠી,
લડાઈ તો દીઠી;
કરે હૈયાં ખાલી,
અને આંસુ ઢાળી,

"હતું તેથી વધી દે પ્રણયિ જનનું ઐક્યજ કરે,
"જ્યહાં આંસુ સાથે અધરરસ પીયૂષજ ઝરે !"

બ. ક. ઠાકોર

ડાકતર અંબાલાલ, આખા દિવસની સખ્ત મહેનતથી કંટાળેલો થાક્યો પાક્યો ઘેર આવ્યો. દવાખાનામાં નિત્ય કરતાં દર્દીઓની ભીડ વધારે હોવાથી તથા ખાસ સંભાળ અને અસાધારણ ઉપાયો લેવા પડે એવા રોગથી પીડાતાં એક બે માણસો તેની સારવારમાં આજથી જ મૂકાએલાં હોવાથી, તેનું મન અને શરીર બન્ને તદ્દન થાકી ગયાં હતાં. કડકડતી ટાઢ અને હેલીબંધ વર-

સાદના કાદવ કિચ્ચડમાં થઇને ઘેર જવું અને તેમાં પણ રાતનો વખત એટલે પછી પૂછવું જ શું ? "ઘેર વાળુની તૈયારી કરી રાખી હસને ચ્હેરે પ્રેમભર્યા આવકાર આપવાને આતુર થએલી પોતાની પત્નીની સાથે ભોજન લઈ, શગડીના તાપથી ટહાડ ઉડાડી મૂકી, વાર્તાવિનોદ કરતાં આરામ લઈશું:—" એવા એવા જે વિચારે ત્હેના પગને અધીરા બનાવી ઘર તરફ ઉતાવળથી પ્રેર્યા હતા, તે સર્વ ઘરમાં પેસતાંની સાથે જ ઉડી ગયા. કારણ ત્હેની સ્ત્રી ચંચળ પણ આજ તેટલી જ થાકી ગએલી હતી, અને નિત્યની પેઠે આજ ત્હેની રાહ જોતી બેઠી ન્હોતી.

તે ધબધબ કરતો મ્હેડીએ ચ્હડયો પણ કોઈ જણાયું નહિ, "ચંચળ !" તેણે બૂમ પાડી પણ કાંઈ જવાબ મળ્યો નહિ. ત્હેણે ફરીથી ઘાંટો કહાડયો.

આ વખતે પાસેની મ્હેડીમાંથી—કંટાળેલા અવાજથી જવાબ મળ્યો: "જરા ધીમેથી બોલો. છોકરો હમણાંજ ઉંઘ્યો છે."

બંસીલાલ બબડયો: "અરે, છોકરો જાય જહાનમમાં અહીં બરોબર દીવાએ નથી. રાતના આઠ નવ વાગ્યા, ત્હોય હજી છોકરાને ઊંઘાડી કેમ દીધો નથી ?"

"એને દાંત આવે છે ને એની પીડાથી આજ તો આખો દહાડો રો–રો કર્યું છે. મ્હને ન્હાવાનોએ વખત મળ્યો નથી."

પાછો બાળકના રોવાનો અવાજ સંભળાયો. દાકતર મનમાં બબડતો ફફડતો ભીનાં લૂગડાં બદલી, દીવો સતેજ કરી હિન્દોળા ઉપર બેસી હીંચકા ખાતાં બબડવા લાગ્યો: "જહાનમમાં ગયું આ ઘરને ઘરનાં માણસ !–સાળું આટલુંએ ન સચવાય ? આખો

દિવસ વેતરૂં કરી કરીને મરીગયાજેવા ઘેર આવીએ, ત્યારે સાળું ત્યાંયે એનું એ. કોઈ જગ્યાએ જંપજ નહિ. આ તે જિંદગી છે કે જહાનમ ?"

ચંચળે માંડ માંડ કરીને છોકરાને સુવાડ્યો. આખો દહાડો છોકરાને હાથમાંથી મૂકાયો નહોતો. એટલે ઘરના કામકાજમાં બીલકુલ લક્ષ તેનાથી અપાયું નહોતું. સ્ત્રીઓ ઘરની વ્યવસ્થા કરવામાં ને સાફસુફ રાખવામા, પોતાના જાદુઈ સ્પર્શથી જે સ્વચ્છતા અને સુઘડતા લાવી શકે છે, તેજ ગૃહિણીઓનું કલાવિધાન; અને ઘરની વસ્તુઓ ઉપર ફક્ત નજર નાખીને, માત્ર સ્થિતિ ફેરવીને સ્હેજ હાથ લગાડીને જે સુન્દરતા, મનોહરતા. તેઓ ગૃહમંદિરમાં લાવી શકે છે. તેજ પત્નિઓની કળા—કુશળતા: ત્હેમાંનું કાંઈ પણ કરવાને ચંચળ આજ શક્તિવાન થઈ નહોતી. એટલે ઘરમાં બધું ગરબડગોટાળા ભરેલું લાગતુ હતું. છોકરો માંદો હતો, ત્હેની સંભાળમાં ત્હેનો આખો દિવસ ગયો હતો; ત્હેને સંભાળવા તથા કામ કાજમાં મદદ કરવાને રાખેલી બાઈ બે દહાડાથી રજા ઉપર ગઈ હતી. એટલે ઘરમાં તે એકલી જ હતી. બાળક બીજાં કરતાં પોતાની માતાને વધારે પજવે છે અને ત્હેને વધારે મહેનત આપે છે તે ખરેખર જુલ્મી રાજા જેવાં છે; પરંતુ તેઓ પોતાની સત્તાનો ગમે તેટલો દુરૂપયોગ કરે, તો પણ ત્હેમની માતાઓ તો ત્હેમની ગુલામ થવામાં જ આનંદ માનતી દેખાય છે !

અંતે બાળક સૂઈ ગયું. વાળુની વેળા થઈ ગઈ હતી. બીજું કાંઇ તૈયાર કરવાનો વખત નહોતો એટલે દાકતર સાહેબની થાળીમાં ખીચડીનું ભોજન આવ્યું. શાકમાં આંગળી બોળતાંની સાથે જ ત્હેણે તે આઘું ખસેડી દીધું.

" બળી ગયું છે ?" પત્નીએ પૂછયું.

" હાસ્તો. ઘરના ખૂણાઓમાંયે વાસ ભરાઇ ગયેલાં નથી લાગતી ? જરા સંભાળીને કર્યું હોય તો એમ ન થાય. આડા અવળા ધક્કા જરા ઓછા ખાઈએ !"

" પણ મ્હેં તમને કહ્યુંસ્તો કે છોકરાએ મ્હને આજ ઉભા ને ઉભા જ રાખી છે; બીજું કાંઇ કરવા દીધું નથી. "

**સી**તા ક્યાં ગઇ'તી ?"

" તમે જાણો છો ને, એની બ્હેન માંદી છે, તેથી એ ગઈ છે. "

" હા. બરોબર હું ભૂલી ગયો'તો. આજની ખીચડીએ કેવી થઈ છે ? કઢીમાં તો કાંઈ સકારજ નથી ! બીજું કાંઇ કર્યું નથી ? પાપડ બાપડ નથી ?"

" ના. ભઇસાબ ! થઈ રહ્યા છે. કહો તો પૂરી કરી આપું. વાર નહિ લાગે. "

" ના. ભાઈ, ના. હવે કાંઇ કરવાની જરૂર નથી. લોટ બાંધવો ને પાણી પૂરી વણવી ને તળવી!—એ બધુંએ હવે જ કરવાનું છે ને ! કાંઈ નથી કરવું. "

" પણ મ્હને બહુ વાર નહિ લાગે."

એટલામાં તો **બં**સીલાલ હાથ ધોઈ પાટલા ઉપરથી ઉઠી ઉભો થયો.

" વ્હાલા ત્યારે તમને ચ્હા કરી આપું ?—અથવા કહોતો દૂધમાં કોફી તૈયાર કરૂં. "

" અરે ભાઈ, રહેવા દેને ! બળી ગયો ચ્હા ને જહાનમમાં ગઈ ત્હારી કોફી ! જરા દૂધ જ લાવને એટલે પી લઈશું. સ્હવારની

વાત સવારે ! જાણતી ન્હોતી કે આખા દિવસનો થાકયો પાકયો ઘેર આવશે ત્યારે એને કાંઇ ખાવા જોશું તો જોઇશે ? મ્હારી બેનને ત્યાં તો પાપડ, વડી, એવું એવું કાંઇનું કાંઈ તો હોય ને હોય જ!—આતે કંઈ ઘર છે ?”

આ છેલ્લો ઘા ચંચળથી સહન ન થઈ શકયો. આખા દિવસની વ્યથાઓની આ પૂર્ણાહૂતિ થતી હોયની એમ ત્હેને જણાયું ! ત્હેની આંખમાંથી આંસુ નીકળી પડયાં. પોતાના પતિના ખભા ઉપર માથું મૂકીને ત્યાંજ મનનો ઉભરો કહાડવો કે અંદરની મ્હેડીમાં જતાં રહેવું. તે ત્હેનાથી સમજાયું નહિ. અન્તે પતિને આરામખુરશી ઉપર પડી વાંચવાનું શરૂ કરતાં જોયો ત્યારે ત્હેણે ધ્રૂજતા શરીરે અને ફફડતા મનથી અંદર જઈ ખૂબ ઉભરો કહાડયો અને મન ખાલી કર્યું ! ત્હેનાં ડુસકાં બ્હાર સંભળાયાં.

“બાયડીઓને તો ધંધો જ એ ! સાણું, કાંઈ કહેવાય જ નહિ. બોલ ત્યારે— ! ”

પરન્તુ આ શબ્દો બોલતાં બોલતાંમાં ત્હેને પોતાની વર્તણુક વિષે પશ્ચાત્તાપ જેવું થવા લાગ્યું. આજકની પાછળ આખો દહાડો ભોગવવી પડેલી પોતાની પત્નીની હેરાનગતિ ત્હેને યાદ આવી. એ સર્વ સદ્‌વિચાર ત્હેણે હાથમાં લીધેલા પુસ્તકના વાચનમાં ડૂબાવી દેવા પ્રયત્ન કર્યો; પણ જોગજોગે **‘પતિપત્ની’**ને લગતો જ વિષય ત્હેમાં હતો.

**“ત્હમારી પત્નીને પ્રસન્ન રાખો. ત્હેના અગાધ પ્રેમનો ત્હેને કાંઇક તો બદલો આપો ?–ત્હેને પ્રેમભર્યું ઉત્તેજન આપો; એકાદ આનન્દભર્યું સ્મિત હાસ્ય આપો:**

**ભાઇ! એથી ત્હમને કે એને કાંઇ નુકસાન થવાનું નથી. ત્હેને પ્રશંસા આપીને ત્હેના મનને હર્ષમાં રાખો."**

તે બબડયો: "પત્નીને ખુશીમાં રાખો અને ત્હેનાં વખાણ કરો!'—એ લખવું તો ઘણું સ્હેલું છે, પણ આ લખનારને મ્હારા જેવી સ્ત્રી મળી હોત તો ખબર પડત. શેને માટે વખાણ કરવાં, ભાઈ!—વાળુ બગાડયું ત્હેને માટે?" ત્હેણે વાંચવાનું આગળ શરૂ કર્યું.

"ત્હમારી પત્ની ત્હમારું ઘર રહેવા લાયક રાખે છે, ત્હમારી વસ્તુઓ—ત્હમારાં કપડાં સાફસૂફ રાખે છે, ત્હમને દરરોજ વખતસર પૌષ્ટિક ખોરાક તૈયાર કરી આપે છે. ત્હેના ઘણાખરા જીંદગીના વિચાર ત્હમારે માટે જ છે; બાળકોની ગુલામગીરી એ કરે છે; અને ત્હમારી ઇચ્છાઓ પાર પાડવાને તે આતુર રહે છે.—પછી કદિ ત્હેની કાંઈ ભૂલ થઇ તો તેથી શું થઈ ગયું? ત્હમારી ભૂલો થતી નથી? ગૃહજીવનમાં સુખશાંતિ મેળવવાનો એકજ રસ્તો છે: ત્હમારી પત્નીને પ્રસન્ન રાખો. **यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता:।** મનુ **ભ**ગવાન્ પણ એમજ કહી ગયા છે ને?—માટે **ભાઇ**! પત્નીથી જેટલું બને તેટલા માટે ત્હેનો આભાર માનવો ઘટે છે; ત્હેનાથી જેટલું બની ન શકે તેટલા માટે ત્હેના ઉપર દયા રાખવી જરૂરની છે. અરે ઉપકાર માનવો તો દૂર રહ્યો પણ એની સઘળી મ્હેનતનો બદલો ત્હેની સાથે હસને મ્હોંયે વાતચીત કરીને, ત્હેની નિર્દોષ પ્રશંસા કરીને, ત્હેની સાથે પ્રેમ-ભર્યું વર્તન રાખીને આપવામાં પણ ત્હમને ભારે પડશે?—એ તો બદલાની આશા રાખતી જ નથી; પરંતુ આખરે એ પણ મનુષ્ય

જ છે, એટલું યાદ રાખજો. એનું હૃદય ત્હમારા કરતાં વધારે કોમળ, વધારે પ્રેમાળ છે. આખી દુનીયાંની પ્રશંસા કરતાં ત્હમારા પ્રેમહાસ્યની તે વધારે તરશી છે. એટલું યાદ રાખજો કે ત્હમારા ઘરને **સ્વર્ગ** બનાવવું કે **નરક** એ ત્હમારા જ હાથમાં છે."

બંસીલાલના કેળવાએલા મન ઉપર આ શબ્દોની ઘણી જ સજ્જડ અસર થઈ; ત્હેણે વિચારમાંને વિચારમાં તે ચોપડી નીચે મૂકી. એવામાં તે જ દિવસે આવેલા સ્ત્રીઓ માટે ખાસ પ્રકટ કરવામાં આવતા '**સુન્દરી સુબોધ**' માસિક તરફ ત્હેની દૃષ્ટિ ગઈ. તે ત્હેણે હાથમાં લઈ ઉઘાડયું તો ત્હેમાં પણ એનો એજ વિષય ચર્ચાએલો—અને તે પણ વળી એક સ્ત્રી લેખકનો લખેલો ત્હેની નજરે પડયો! **સંસારમાં પુરૂષ અને સ્ત્રી ઉભયના સુખનો આધાર અન્યોન્ય ઉપર છે.** * * * લગ્ન વખતે લીધેલા પ્રતિજ્ઞાઓથી પોતાની પત્નીને પોતાનાથી બની શકે ત્યાં સુધી સર્વ પ્રકારે સંતુષ્ટ અને સુખી કરવાને દરેક પુરુષ બંધાએલા છે. પત્ની ઉપર પ્રીતિ રાખવી, ત્હેનુ સર્વદા સંરક્ષણ કરવું, ત્હેને સુશિક્ષિત બનાવવી, ત્હેનામાં સારા ગુણોનાં બીજ રોપવાં, એ સર્વ પતિના ધર્મ છે. જે પુરુષો હંમેશાં પોતાનું જ સુખ ઇચ્છે છે અને પોતાની પત્નીના સુખનો વિચાર કરતા નથી, તે પુરુષ કેવળ નીચ અને સ્વાર્થી છે. આવા પુરુષો આખરે તો દુખી જ થાય છે; અને પરિણામ એ થાય છે કે પુરુષ અને સ્ત્રી બન્ને દુઃખ ભોગવે છે. * * * પોતાના સુખને માટે જેટલી કાળજી અને સંભાળ પુરુષ લે છે, તેટલી જ કાળજી અને સંભાળ પોતાની પત્નીના સુખના સંબંધમાં લેવાનો ત્હેનો ધર્મ છે * * * જે

ઘરમાં સ્ત્રી દુઃખી થાય છે, તે ઘરનું સઘળું પુણ્ય પરવારે છે! * * * 'પ્રસન્ન દેવતા રહે જ્યાં પામે સન્માન સુન્દરી.' માટે દરેક સુજ્ઞ પુરુષે પોતાની પત્નીને સર્વ પ્રકારે આનન્દમાં રાખવી અને ત્હેને સન્માન આપવું." *

વાંચતાં વાંચતાં, ઉપરનાં વાક્યોએ ત્હેના હૃદય ઉપર થયેલી અસર બહુ દૃઢ કરી. અને જો હવે થોડી જ વાર તે એકલો રહ્યો હોત, તો નિઃસંશય તે પોતાની શોકાર્ત્ત પત્ની પાસે જઈ ત્હેનું પૂરેપૂરૂં સાન્ત્વન કર્યા વિના રહેત નહિ. પણ એવામાં જ "દાક્તર સાહેબ, ઘેર છો કે?"--બૂમ પડી; અને શહેરના દૂરના ભાગમાં રહેતું એક માણસ માંદું હોવાથી ત્હેને તપાસવા તરત ત્હેને જવું પડયું.

૨

મકાન ન્હાનું, સાંકડું. અંધારિયા જેવું હતું. તે અંદર પેઠો. ખાટલામાં એક ઘણો જ માંદો થઈ ગયેલો જુવાન દર્દી સૂતેલો હતો; પાસે એક તરુણ સ્ત્રી આંખોમાં ઉભરાતાં આંસુ લ્હોતી બેઠી હતી. દાક્તરને જોઈ તે નીચે બેઠા ને ધીમેથી બોલી: "દાક્તર સાહેબ, એ બહુ માંદા થઈ ગયા છે. હું તમને બોલાવવાનું એમને નિત કહે કહે કરતી'તી, ત્યારે આજ એમણે ગિરધરલાલને મોકલ્યા. ગિરધરલાલ અમારા પડોશી છે." ત્હેણે પોતાના પતિની પાસે જઈ કહ્યું દાક્તર સાહેબ, આવ્યા છે."

"આવો, પધારો સાહેબ." તે દર્દીએ બેઠા થવાનો પ્રયત્ન કરતાં તથા દાક્તરને બેસવાની કાંઈ ચીજ માટે ચોતરફ નજર ફેરવતાં કહ્યું. "પધારો, સાહેબ!"

*સુન્દરી સુબોધઃ (પુ૦ ૧--અંક ૧૨,)" પત્ની પ્રતિ પતિના ધર્મ." (લેખક--બ્હેન સુલોચના.)

"હં, દાક્તર સાહેબ! એમને શું થયું છે?" તે બાલ પત્નીએ વચમાં ડોકિયું કરી પૂછ્યું: દાક્તર સાહેબ! એમને નહિ મટે?" બોલતા બોલતામાં એની આંખોમાંથી આંસુ દળવા લાગ્યાં.–"હેં, નહિ–મટે?"

"નહિ શા–માટે મટે, બ્હેન? ત્હમે બીલકૂલ ફિકર ના કરો." દાક્તરે ત્હેને શાન્ત કરવા પ્રયત્ન કરતાં તે દર્દીના ખાટલા ઉપર બેશી કહ્યું. દર્દીની નાડ ત્હેણે હાથમાં લીધી. બંનેની આંખો મળી. "કોણ, ભાઈ રમણલાલ!–"તે બોલી ઉઠ્યો.

"હાજી, જુવોને. એનો એ જ રમણ. આપને સ્કૂલના દિવસો તો કદિ કદિ યાદ આવતા હશે."

"કેમ, યાર! એ તે કોઇ દહાડો ભૂલાય?–આપણે કેવી ગમ્મત ઉડાવતા?––પણ ત્હમારી આવી હાલત થઇ ગઈ, ત્યાં સુધી મ્હને બોલાવ્યો પણ નહિં અને ખબર પણ ના કરી? ત્હમે સાવ જ નગણા થઈ ગયા છો."

"હા ભાઈ!–પણ બંસીભાઈ મ્હારી સ્થિતિ હાલમાં બીલકૂલ સારી નથી: અને જેમ જેમ દિવસ જાય છે તેમ તેમ તે ઘસાતી જાય છે! હું કૉલેજ છોડ્યા પછી એક મિલમાં રહ્યો હતો પણ ત્યાં કેટલીક ઘરસંસારિક અડચણોને લીધે એ નોકરી છોડી દેવી પડી. હાલમાં થોડા દિવસથી પાછો રહ્યો છું, ત્યારે પાછી મ્હારી તબિયત બગડી!–મ્હને ખબર નહિં કે તમે અહિંની હૉસ્પીતાલમાંજ રહ્યા હશો."

"એમ કે? સારૂં થયું ત્યારે કે મ્હને પણ ત્હમારી માંદગીના ખબર પડી.–કહો. હવે ત્હમને થાય છે શું?"

"મ્હને બીલકુલ અન્ન પચતું નથી અને જીવને ચેન પડતું નથી, તાવ દરરોજ વધતો જાય છે."

ડાક્તરે દીવો પાસે મંગાવ્યો; રમણલાલની સ્ત્રી એક ઝાંખો દિવેલનો દીવો કે જે ઓરડામાં બળતો હતો તે લાવવા ગઈ પરન્તુ એવામાં વાટ કોડિયામાં ઉતરી પડી અને દીવો ગુલ થઇ ગયો!

"કાંઈ ફીકર નહિ." રમણલાલ ધીમેથી બોલી ઉઠયો. જુવો, પેલા બારણા પાછળના તાકામાં દીવાસળીની પેટી છે. ધીમે રહીને જજો હોં, વાગે નહિ."

એટલું કહેતાં કહેતાંમાં–એક બે ઠોકર તો ત્હેને વાગી પણ ખરી!–આખરે, માંડ માંડ કરતાં દીવો થયો. પણ દીવો લઇ આવીને તે ઉપર મૂકવા જાય છે એટલામાં પાછી વાટ દિવેલમાં ઉતરી ગઈ! કોડિયું જ્યાંનું ત્યાં મૂકીને દીવાસળીની પેટી લેવા ગઇ. એવામાં પાણીનો લોટો ત્હેના પગે અથડાયો અને ઓરડામાં બધે પાણી પાણી થઈ રહ્યું! "શું થયું, વાગ્યું?"–રમણલાલે પૂછ્યું. "પાણી ઢોળાયું; તો છો ઢોળાયું; પણ જરા પ્હેલાં દીવો કરો. વાગ્યું તો નથી ને?"

"ના. ના. વાગ્યું તો નથી." તે પત્નીએ ગભરાતે સ્વરે જવાબ દીધો. તે દીવાસળી લઇને પાછી આવી, ત્યારે દિવેલનું કોડિયું શેતરંજી ઉપર ઉંધુ વળ્યું!–માંડમાંડ કરતાં દીવો થયો; અને તે લઈને પથારી પાસે આવીને શિયાવિયા જેવી બંનેની વચમાં માથું રાખી ઉભી રહી.

ડાક્તરે રમણલાલની આંખો, જીભ અને ચહેરો તપાસ્યો. રમણલાલ ત્હમારાથી કાંઇ ખવાય છે?–ત્હમને તો નબળાઈ જ ફક્ત વધારે લાગે છે ને ત્હેને લીધે આ તાવ છે."

"દાક્તર સાહેબ, આજ તો સ્હવારનું એમણે કશુંયે ખાધું નથી.—ચ્હા પીશો. જરા ?" ત્હેણે પતિ તરફ ફરીને પૂછ્યું.

"હા. હા. બ્હેન ચ્હા બનાવી લાવો જરા; આપણે ગમે તેમ કરીને એ ચમચા પાઇશું." દાક્તરે કહ્યું. તે ચ્હા બનાવી લાવવા ગઈ.

"રમણભાઈ, ત્હમારે સારો ખોરાક અને સારી સંભાળ એટલાનીજ ખાસ જરૂર છે. સમજ્યા ? ઋતુનો તાવ છે તે તો ધીમે ધીમે જશે પણ ત્હમારી તબિયત ત્હમારે ખાસ સંભાળવાની છે."

"હું સઘળું સમજું છું બંસીભાઇ, પણ શું કરૂં ? મ્હારી સ્ત્રી પૈસાદારના કુટુંબમાં જન્મેલી હોવાથી, તે કશું કામ શીખી નથી; અને એનાં પિયરિયાંની હાલત પણ હાલ તંગીમાં આવવાથી તેઓ અમને કાંઈ મદદ કરી શકતાં નથી. હું જાણું છું કે પૌષ્ટિક, સારો ખોરાકજ મ્હારે માટે બસ છે. પણ મ્હારી સ્ત્રીને મ્હારી માવજત કરતાં તો નથી આવડતી એટલુંજ નહિ પરન્તુ રાંધવામાંએ કાચુંપાકું કરી મૂકે છે !–પણ તે ગમે ત્હેવી તો એ મ્હારી પત્ની છે. મ્હેં એને સંભાળવા, એને ખુશીમાં–શાન્તિમાં રાખવાની પ્રતિજ્ઞા લીધી છે, તે અને ત્યાં સુધી હું કેમ વીસરૂં ? ને ખરૂં જોતાં એનોયે કાંઈ એમાં દોષ નથી. હું **મીલ**માં નવો દાખલ થયો ત્યારે મ્હને કાંઇએ ન્હોતું આવડતું, છતાં બધા મને નભાવી લેતા'તા. તો એવા બિન કેળવાયેલા માણસોથીયે આપણે જઇએ ?–હું એટલું તો જાણુંજ છું કે એ મ્હને પોતાના ખરા જિગરથી ચ્હાય છે; મ્હારે માટે કામ કરવાને પ્રયત્ન કરે છે, પણ કમઆવડતને લીધે ત્હેનાથી ન બની શકે તો ત્હેમાં એનો શો

હોય ?—જો જો. એ દવા બનાવવા ગઈ છે પણ બીલકુલ બગાડી નાંખશે. હું સાજો હોઉં ત્યારે તો પાસે રાખીને બધું એને શીખવતું છું; પણ હાલ તેમ નથી બની શકતું.''

થોડીવારમાં ત્હેની સ્ત્રી દવા કરીને લાવી. દાક્તરે એક ચમચો ભરીને આપી ત્હેનું મ્હોં કટાણું થયું. જાણે રાંધણિયાની સઘળી ધૂણી ત્હેમાંજ ભરાઈ ગઈ હોયની, ત્હેવો વાસ મારતો હતો. દૂધને પાણી જરાયે ભળ્યાં નહોતાં; અને નરદમ ખાંડનો ઉકાળોજ બની રહ્યો હતો !

રમણલાલે પ્યાલો હાથમાં લઈ ધીમે ધીમે પાંચ સાત ચમચા દવા પીધા; બાકીનો પત્નીને પાછો આપ્યો.

"કેં દવા બગડયો છે ?—સારો નથી થયો ?—કેમ ન પીધા ?" ત્હેણે પૂછ્યું. "ના. ના. દવા તો ઠીક—સારો થયો છે. પણ ત્હમે જાણો છો ને, મ્હને હમણાનું કશુંયે ક્યાં ભાવે છે ?" રમણલાલે જવાબ દીધો.

તે પત્ની આંખોમાં આંસુ લાવતી, ગળગળી બની જઈ,—ત્હેની સામેજ જોતી જોતી, પ્યાલો પાછો મૂકવા ગઈ.

"રમણભાઇ, ત્હમારા જેવી શાન્ત પ્રકૃતિનો, ભલો માણસ મ્હેં હજી સુધી કોઈ જોયો નથી. ધન્ય છે ત્હમને કે મંદવાડમાં પણ ત્હમે ત્હમારી ભલાઇ નથી મૂકતા. પણ ભાઇ, ત્હમે હવેથી દૂધ પીવાનું રાખો અને ત્હમારૂં કોઈ સગું હોય તો ત્હેને બોલાવો. નહિ તો બિનકાળજી અને ખરાબ ખોરાકથી ત્હમારૂં શરીર લાશ જશે."

"હા. બંસીભાઈ, ત્હમારૂં કહેવું હું ખરૂં માનું છું. આમાં મ્હારી સ્ત્રીનો કશો વાંક નથી. એ બિચારીને આવડે છે એવું

ફરી લાવે છે.—પણ ત્હમારાં કહ્યા પહેલાંએ મ્હેં એ વિચાર તો કર્યોજ હતો. હું મ્હારી એક માશી છે ત્હેને બોલાવવાનો વિચાર કરૂં છું."

" હવે વિચાર કરવાની કાંઈ જરૂર નથી. એમને જલદી બોલાવો. લ્યો ત્યારે, **સાહેબજી**, હું અત્યારે રજા લઉં છું. ફીની કાંઈ જરૂર નથી—ત્હમારી પાસેથી તે શી લેવાની હોય?—હું મ્હારા દૂધવાળાની સાથે સારૂં દૂધ મોકલું છું અને તે દરરોજ વખતસર આપી જાય એવી ગોઠવણ કરૂં છું: અને સાથે દવાનો એક ડોઝ પણ મોકલું છું.—તે અત્યારે પી લેજો. તેથી ત્હમને સારી ઉંઘ આવશે. સવારે હું તાવની અને શક્તિની દવા લેતો આવીશ. **સાહેબજી** !" ડાક્તર ઘર તરફ વળ્યો.

૩

ઘરમાં ગયો તો બાળકના ઘોડિયાને અઢેલીને **ચંચળ** ઉંઘી ગઈ હતી. ચોતરફ બધું સાફસુફ અને વ્યવસ્થિત જણાતું હતું. ત્હેના મ્હોં ઉપર નીચા વળીને **બંસીલાલે** એક મધુરું પ્રેમભર્યું ચુંબન લીધું. તે જાગી ઉઠી.

" આહા. એટલીવારમાં આવી પહોંચ્યા ?" ત્હેણે હસતે મ્હોંયે પૂછ્યું. " ચાલો કપડાં કહાડો. મ્હેં પૂરીઓ અને દૂધ તૈયાર કરી રાખ્યાં છે ને પાપડ પણ ત્હમારાં બેનને ત્યાંથી લઇ આવી છું. "

અરે, " **જહાનમમાં** ગયા પાપડ !" **બંસીલાલ** હસતે હસતે પણ જરા શરમાતે મ્હોંઢે બોલી ઉઠ્યો. " **વહાલી** ! હું આજ

ગુસ્સે થયો તેથી બહુ જ દિલગીર છું. મ્હારા સમ જો તું જરાયે ગુસ્સો ત્હારા મનમાં રાખે તો. ”

પતિભક્ત પત્નીના અંતઃકરણની ઉંડામાં ઉંડી ગુફાઓમાં પણ આવા નાના પરન્તુ પ્રેમપૂર્ણ વાક્યે પ્રસન્નતાનો પ્રકાશ રેલાવી દીધો.

“ એવું શું બોલો છો વ્હાલા ? ત્હમારાથી એવું કહેવાય ? મ્હારો વાંક થયો કે ત્હમે થાક્યાપાક્યા આવ્યા ને મ્હેં કંઈ ખાવા લાયક ત્હમારે માટે ન કરી રાખ્યું !—પણ હું શું કરૂં ?—છોકરાએ આજનો આખો દહાડો મ્હને પજવી નાંખી છે—પણ હશે, હવે અમને માફ કરો.

પતિએ પત્નીને છાતી સરસી દાબી, ત્હેના સુંદર કપાળ ઉપર એક સુરમ્ય લલિત ચુંબન વિલસાવ્યું. એજ ત્હેનો ઉત્તર હતો. અને કોઈ પણ સ્નેહાળ પતિપત્નિના યુગલને,—કોઈ પણ સંસ્કારી પવિત્ર દંપતીને પરસ્પર આવા રસપૂર્ણ પ્રેમભર્યાં ઉદ્ગારોની ઉર લ્હેરો વિના બીજું શું જોઈએ ?

---

## મોતીની માળા

“ જગ ગજવજે ઘોર ગીતડાં
“ ચડી નચાવજે કાન્ત ચિતડાં
“ નમેરી છાયાનો વિકટ તુજ ઘેરો ઘટ થશે.
“ ચળાતી જ્યોત્સ્નાનો મણિમય પ્રતિપંથ દીપશે

( ભલે, જગત ! તું ત્હારાં ઘોર ગીતથી જીવન ગુંજાવજે, અને મનુષ્યોના કાન્ત ચિત્તોને પણ ભલે ! તું સુખ દુઃખ, આશા નિરાશા શાન્તિ તોફાનનાં મોજાંમાં ઝુમાવી મુકજે; જેમ જેમ જીંદગી ઉપર

અંધારી નાંખતી હારી નિર્દય છાયા ગાઢી બની જશે, તેમ તેમ હેની વેદનામાંથી પસાર થતાં અમારાં મૃદુ હૃદયની શોભા પોતાના નિર્મળ પ્રેમમાર્ગને વધારે વધારે જ અજવાળતી રહેશે. )

૧૦

તારા અને નયનલાલને પરણ્યે એકાદ વર્ષ થયું હતું છતાં હજુ સુધી હિંદુગૃહસંસારને લગતાં નાનાં મોટાં છમકલાંથી તેમનું ઘર મુક્ત હતું, આમ હોવાનાં બીજાં કારણોમાં એક એ પણ હતું કે—તેઓ બંને એકલાં હતાં; નયનલાલનાં માતપિતા મરણ પામેલાં હતાં અને જે થોડાંક દૂરનાં સંબંધી હતાં, તે એવાં ન્હોતાં કે આ દંપતીનાં ગૃહ રાજ્યમાં હાથ નાંખવાની ઇચ્છા કરે. આપણાં કુટુંબોમાં માબાપના હાથમાં રહેલા કાર્યભાર તથા સ્વામિત્વની સામે આથી કાંઈ પણ આક્ષેપ કરેલો માનવાનો નથી; પરંતુ ઉમ્મર લાયક થયેલા પુત્ર અને પુત્રવધૂનાં પ્રીતિ–પરિચયનો આડખીલી નાંખવા પ્રયત્ન કરતાં કુટુંબીજનની કુટિલ નીતિ ઉપર તો આ સત્ય આરોપ છે ખરો.

તારા પૈસાદાર ગણાતા કુટુંબમાં ઉછરી હતી અને તેથી તેની વૃત્તિઓ અને જરૂરિયાતો સ્વાભાવિક રીતે ખરચાળ થઈ હતી: પરન્તુ નયન પાઠશાળામાં શિક્ષકની જગા ઉપર હોઈ પચાસ રૂપિયાનો દરમાયો લાવતો હોવાથી હમણાં હમણાંમાં સાધારણ થઈ પડેલી આવક અને ખર્ચ વચ્ચેની આપણા મધ્યમ વર્ગના લોકોની ઘર સંસારી તાણાતાણ આ યુગલના મન ઉપર ચિન્તા, વ્યથા કે વેદનાની માઠી અસર લાગુ પાડી શકી ન્હોતી. તારા થોડું ઘણું ભણેલી હતી અને તેને વાચન તરફ શોખ પણ હતો: તેમ તેનામાં

કોઈ દેખીતા દુર્ગુણ કે દોષ પણ ન્હોતા, એટલે ખરું જોતાં આવાં પતિપત્નિયે જ્યાં કદિ કદિજ નજરે પડે છે, તે દેશમાં તારા અને નયનનાં વખાણ જ્યાં ત્યાં સંભળાય, ત્હેમાં નવાઈ જેવું ન્હોતું.

નયનલાલ સારો વિદ્વાન્ હતો અને સ્ત્રીકેળવણીનો હિમાયતી હતો; ત્હેનો સ્વભાવ સુશીલ, શાન્ત અને નમ્ર હતો, તથા ત્હેના મનના આશયો ઘણા ઊંચા પ્રકારના હતા. પરંતુ પાઠશાળાનું કેટલુંક વધારાપડતું કામ ત્હેને ઘેર લાવીને કરવું પડતું ને તે ઉપરાંત ત્વરાથી ઉંચે દરજ્જે ચ્હડવાની લાલસાથી ત્હેને જૂદી જૂદી પરીક્ષાઓ પસાર કરવાની પોતાની ઉમેદ બર લાવવા ઘણો ખરો વખત અભ્યાસમાં ગાળવો પડતો. આથી તારાની ન્હાની ન્હાની ભૂલો સુધારવાનું ત્હેના ધ્યાનમાં આવ્યું નહિ હતું. તારાનો સ્વભાવ વ્હાલસોયો, કામગરો ને વિનયશીલ હતો; પરન્તુ ત્હેનામાં મ્હોટી ખોડ, ઉપર જણાવેલા અચોળપણા ઉપરાંત પણ હઠીલાઈ અને સારાં સારાં લૂગડાં ઘરેણાંની ઘેલછા તથા પરિણામની બેદરકારી, એવી એવી હતી!—આ ખોડો એવી નથી કે જે યોગ્ય રસ્તે વાળ્યા છતાં ન જ સુધરી શકે; પરન્તુ નજીવી વસ્તુઓ પણ વારંવાર ઘણી મ્હોટી સંખ્યામાં એકઠી થાય તો ભયંકર નુકશાન કરી બેસે છે: અને ન્હાના દોષોય પણ લાંબા વખત સુધી રહે તો બહુ હાનિકારક થઈ પડે છે; એ સત્ય પણ વીસારવા જેવા નથી.

૨.

તારાના એક સગાને ઘેર લગ્ન હતું અને નયન તથા તારા બંનેને ત્યાં જવાનું હતું. નયનલાલને તો સાધારણ પહેરવેશના કપડાંથી ચાલ્યું, પણ તારાને કેમ ચાલે? બધાં સગાં સંબન્ધીની

સ્ત્રીઓ સારાં સારાં કીમતી વસ્ત્ર અલંકાર ધારણ કરીને એકઠી થાય ત્યાં શું તારા બરીબટી બાબ્બારણું જેવી ફરે ! નહિ સારે લૂગડાં, નહિ સારાં ઘરેણાં ! એવી કંગાલ હાલતાં શું તે પોતાનાં તવંગર સગાં સંબંધીઓમાં જઈને બેસે ? નયનનું માસિક ખર્ચ ચાળીસ પચાસનું હોવાથી ત્હેણે અત્યાર સુધીમાં નામની જ રકમ બચાવી હતી તથા લૂગડાં ઘરેણાં નવાં કરાવવાનું ખર્ચ હાલમાં ત્હેને બહુ ભારે પડે તેમ હતું. પરન્તુ કંકાસની રાક્ષસીનું પ્રથમ દર્શન એટલું બધું ભયાનક, ચિત્તભેદક છે કે ત્હેનું સ્મરણ પણ જેટલું ઓછું થાય તેટલું સારૂં ! તારાએ કલેશ આરંભ્યો અને કેટલાક વખત પછી પરિણામ એ આવ્યું કે નયનનું મૃદુ હૃદય ત્હેનો ત્રાસ ખમી ન શક્યું. આથી નવાં લૂગડાં નામે મંડાવીને હાલ ઉધાર લાવવાં અને ત્હેના પૈસા થોડા થોડા કરીને બેચાર, મહિનામાં આપી દેવા, તથા ઘરેણાં તો તારાના પહેલાંના હતાં એટલે ચાલશે, આમ ઠરાવ થયો. હવે કોઈ નવું આભૂષણ જોઈએ તો તારાની બ્હેનપણી વિજયાલક્ષ્મી જેનો પતિ ઝવેરાતનો ધંધો કરતો હતો ત્હેને ત્યાંથી એકાદ હીરાનો હાર કિંવા સોનાની માળા લાવીને કામ ચલાવી લેવું, એમ પણ અન્તે ઠર્યું અને કંકાસની શાન્તિ થઈ.

વિજયાલક્ષ્મીને ઘેરથી મ્હોટાં મોતીની એક સુશોભિત માળા આવી. લૂગડાં પણ સારાં આંખને ગમે ત્હેવાં, સ્ત્રીઓનાં મન લોભાવે ત્હેવાં,—ફેશનેબલ ઝભ્ભીઓ કરાવે ત્હેવાં, તૈયાર થઈને આવ્યાં હતાં. તારાનો જીવ ઠેકાણે બેઠો ને આત્મા પ્રસન્ન થયો. હર્ષના ઉભરામાં ત્હેના રમણીય ચ્હેરા ઉપર પસરેલું મનોહર સ્મિત હાસ્ય જોઈને નયન

પણ પોતાને પડેલી મહેનત, ક્લેશ, કંકાસ અને ચિન્તા બધું વિસરી ગયો; અને પતિપત્નીનાં હૃદય પાછાં એક માર્ગે વ્હેતાં થયાં

લગ્ન તો આવીને ગયું એ ખરૂં; સારાં લુગડાં ને સારાં ઘરેણાં પ્હેર્યાં લોકોને ગમ્યાં, વખણાયાં કંઇક સ્ત્રીઓનાં અંતઃકરણ લોભાયાં, બળ્યાં; તારાના સૌભાગ્યસુખની અનેક રીતે ઈર્ષ્યા થઈ: ત્હેનો આત્મા શાન્ત થયો !—હવે બધું સંભાળીને મૂકી દેવાનો પણ વખત થયો.—પણ ઘણુંયે જોયું—બધી જગોએ શોધ્યું,—ઠેકાણે ઠેકાણે તપાસ કરી જોઈ—પણ વિજયાલક્ષ્મીની મોતીની માળા ગૂમ થઈ ગઇ તે હાથ લાગી જ નહિ ! તારાએ તો ફક્ત એ દિવસ જ એ પ્હેરી હતી અને પારકી એટલે ખાસ સંભાળીને મૂકી હતી.—પણ એ ક્યાં મૂકી હતી તે યાદ આવતું ન્હોતું અને ત્હેનો પત્તો પણ ન લાગ્યો !

૩.

હવે તો તારા પૂરેપૂરી ગભરાઈ. નયનને આધાર આંસુથી ઉભરાતી આંખે અને હૃદયવેધક વેદનાથી ચીરાતા હૃદયે ત્હેણે વાત કહી. નયન પણ મુંચવાયો, પરંતુ "ક્યાં જવાની છે ? આજ નહિં, તો કાલે પણ તે જડયા વિના રહેવાની નથી.—" કહી દિલાસો આપ્યો. ફરીથી શોધી, ખોળ કરી. પણ પરિણામ એનું એજ આવ્યું !—પારકો માલ હતો તે વળી વધારે ચિન્તાનું કારણ હતું. અન્તે નયનને પો...ની મ્હોટી જવાબદારીનુ ભાન થયું. કાંઇક તો કરવું જ જોઇએ. દેહ જાય પણ આબરૂ ન જવા દેવી એવો દૃઢ નિશ્ચય કરી, ત્હેણે ખાનગી રીતે ઝવેરીઓમાં તપાસ

કરી પોતાને ત્યાંથી ખોવાયલી મોતીની માળાના જેવી અને જેવડી માળાનો અડસટ્ટો કરાવ્યો. ત્હેને સમજાયું કે ઉંચાં પાણીદાર મોતીનો હતો તેવો દાગીનો કરાવતા લગભગ બે હજાર રૂપિયા જેટલું ખર્ચ થશે. તેથી તે હબકયો પણ તે ખર્ચ કરવાનુયે તેણે કબુલ કર્યું. અને ખોવાએલા હારના જેવડો અને જેવોજ એક મોતીનો હાર કોઈ જાણે નહિં એમ બનાવવાની એક ઓળખીતા ઝવેરીને ફરમાશ કરી.

તારાની પોતાની જકથી આવા ફાંદામાં ફસવુ પડયું, તેથી આવા શોકજનક બનાવે ત્હેની ખુબ આંખ ઉઘાડી દીધી હતી. પતિની ઇચ્છા ઉપરાંત થઈ જે કર્યું ત્હેને માટે તે હવે પુરેપૂરી પસ્તાતી હતી; અને પોતાનો આમ ભારે વાંક છતાં, એક પણ કડવું વચન ન કહાડતાં, હંમેશાં ધૈર્ય આપનાર નયનને તે પરમેશ્વર સમ પૂજ્ય ગણવા લાગી હતી. નયન દેવું કરીને ભારે કરજના બોજામાં ઉતરે ત્હેના કરતાં, ત્હેણે પોતાનાં લુગડાં ઘરેણાં ખપાવી નાંખીને જેમ બને તેમ ઓછું કરવું, એ વધારે સારૂં માન્યું. નયનનો તેમ ન કરવાનો આગ્રહ તારાએ વાજબી દલીલો તથા ખરા લાખલાથી દૂર કર્યો અને આખરે ત્હેણે ખાસ જરૂર સિવાયનાં વસ્ત્રઅલંકાર વેચી દીધાં. આથી લગભગ બારસો તેરસો રૂપીઆ મળ્યા, તે તથા પોતાના મકાન ઉપર બાકીની રકમ વ્યાજે કહાડી, નવી કરાવેલી માળાની કિંમત ભરી દઇ તે વિજયા લક્ષ્મીને ઘેર પ્હોંચાડી દીધી.

હવે એક રીતે જો કે શાન્તિ થઈ, પણ બીજી બાજુ પર ઉદ્વેગ તો કાયમ જ હતો! લગ્ન સમયે શીવડાવેલાં લુગડાંના

પૈસા બાકી હતા; અને મોતીના હારના ખર્ચ માટે ઉપાડેલી રકમ પૈકી પણ સાતસો આઠસો રૂપિયા આપવાના હતા. તારાએ ઘરના નોકરને રજા આપી અને એક બાઈથી કામ નભાવી લેવાનો નિશ્ચય કર્યો. ઘરમાં તથાં આડાં અવળાં ખર્ચ બંધ કર્યાં અને દરેક ચીજ પોતાની દેખરેખ તળે મંગાવવા તથા રાખવા માંડી. દર મહિને ઘર શણગારની પણ જરૂરની નહિં અથવા થોડી ઉપયોગી વસ્તુઓમાં પૈસાનો જે વ્યય થતો, તે પણ ત્હેણે બની શક્યું તેટલો ઘટાડી દીધો.

પતિને જેમ બને તેમ સુખ આપવા પ્રયત્ન કરવો, ત્હેની સગવડો સાચવવી, ત્હેને હસતે મ્હોંયે મળવું, જેમ બને તેમ ત્હેને પ્રસન્ન રાખવો,—એવું એવું કરવામાં હવે તારાનું રસયૌવન પ્રથમ કરતાં જૂદી જ દિશામાં વળ્યું. પ્હેલાં ત્હેનો વખત જતો નહિ; ત્હેને બદલે હવે સમયના સદુપયોગથી જીંદગી જાણે બમણી થતી હોય એમ ત્હેને લાગવા માંડ્યું. અને એશઆરામના વિલાસની લહરો જોકે ત્હેના જીવનમાં ઉઠી ગઈ, તો પણ કર્ત્તવ્યપરાયણતા (ધર્મ–કર્ત્તવ્ય–ભક્તિ) એ ત્યાં નિવાસ કરવાથી, સુન્દરીને બદલે તે સાધ્વી બનવા લાગી. રમણી રૂપે જગતમાં રમવાનું તો જતું રહ્યું; (કારણ કે અનુભવ ઘણો કડવો શિક્ષક છે!) પણ ત્હેને સ્થાને દંપતીજીવનમાં ગૃહિણી બની ગૃહરાજ્યનો કારભાર ચલાવવાનું બધું કામ માથે આવ્યું, તે પણ એટલું ને એટલું જ સુરમ્ય, સંતાપજનક હતું. તારા થોડા વખતમાં બદલાઈ ગઈ; ફેશનમાં આગળ ને આગળ વધતી,—સારાં સારાં વસ્ત્રશણગારથી સુહાતી,—અત્તર, ગુલાબજળ ને 'સેન્ટ' (સુગન્ધી પાણી) ભર્યાં સુવાસ

ચોતરફ રેલાવતી,–લીલાયુક્ત યુવતીને બદલે હવે સાદા પહેરવેશમાં સુખ સંતોષ અને આનન્દ માનતી,–ખોટી ફીશીયારીથી લોકોમાં બડાશ દેખાડવા કરતાં ઘરમાં સુઘડતાથી સઘળું સુન્દર બનાવવામાં ઉમંગ ધરતી,–બીજા અન્તઃકરણોમાં સારાં લુગડાં ઘરેણાંથી ઇર્ષ્યા કરાવવા તથા ત્હેમના સાથેના હક્ક હરીફાઇમાં વખત ગુમાવવા કરતાં, પ્રિય પતિના એક સ્મિત હાસ્ય માટે તૃષા રસીલી, પ્રેમાળી બનતી,–**તારા** હવે એક સુન્દર, મધુરી ગૃહદેવી બની રહી હતી.

૪

**તારા** અને **નયન**ના એક સરખા પ્રયત્નોથી થોડા વખતમાં સઘળું કરજ અદા થઇ ગયું હતું; અને કેટલોક વખત થયાં **નયન**નો પગાર પણ વધ્યો હતો. તેમ છતાં પણ તેઓ હજી પોતાની નવીન સાદી જીવનરીતિને વળગી રહ્યાં હતાં. **તારા**ને **સીમન્ત**ની વધામણી પણ ત્હેના સખી મંડળમાં વ્હેંચવાનો શુભ પ્રસંગ આવ્યો હતો.

વિજયાલક્ષ્મી પરગામ ગયેલી ત્યાંથી આવ્યા પછી એક દિવસ ત્હેને મળવા આવી. વાત નીકળતાં ત્હેણે **તારા**ને પૂછ્યું: "બ્હેન! પેલી કંઇ કોઇ પરખી શક્યું'તું કે?"

"એમ શા સારૂ કહે છે, બ્હેન?" **તારા**એ હસીને કહ્યું. "પારકું પ્હેરીયે તે વળી એવી રીતે પ્હેરતાં હોઇશું કે કોઇ જાણે?"

વિજયાલક્ષ્મી બોલી ઉઠી "ના. બ્હેન! ના. હું એની વાત નથી કરતી.—આ તો,–લેને ત્યારે ખરૂંજ કહી દઉં. એ ત્હને કંઇ આપી'તી ને! ત્હેનાં મોતી તો ખોટાં હતાં, હો!–એ વાત કોઇએ સમજ્યું'તું? હું તો તે પૂછું છું."

તારાના અંતરમાં મ્હોટો ચિરાડો પડયો ! "શું એ **માળાનાં મોતી ખોટાં હતાં?**–ત્યારે એ હજાર રૂપિયાને માથે શું નાહક જ પાણી ફરી વળ્યું ?" ત્હેના મનમાં તો કાંઇ કાંઇ થઇ આવ્યું; પણ બ્હાર એક શબ્દનો પણ તે ઉચ્ચાર કરી શકી નહિં.

"કેમ, બ્હેન ! વિચારમાં પડી ?" વિજયાલક્ષ્મીએ પૂછ્યું. "કાંઇ નહિ, સ્હેજજ." તારાએ જવાબ દીધો, પણ તે સંતોષકારક ન નીવડયો. અને વિજયાના અતિ આગ્રહથી ખરી વાત ત્હેને કહેવી પડી.

"બ્હેન ! એ બધુંય હું જાણતી'તી," વિજયા બોલી. "એમનો ને નયનલાલભાઇનો બહુ મેળાપ થયો નથી, તો પણ તેઓ એમનાં હમ્મેશાં વખાણ કર્યાં કરે છે; ને વખત મળે તેમ તેમ ત્હેમની સાથે દોસ્તી કરવા પણ આખો દહાડો વાતો કર્યાં કરે છે. એમની જ મરજીથી, બ્હેન ! હું ત્હને પ્હેલી વ્હેલી મળવા આવી'તીને પછી આપણને ઓળખાણ થયું.—એમને ત્હેં કંઠી માગ્યાની વાત મ્હેં કરી, ત્યારે એમને જરા વિચાર થયો કે ઘરાઉ માળા એટલે ખોવાય કે બગડે તો શું કરવું ? પણ મ્હારા આગ્રહને લીધે એમનાથી ચોખ્ખી ના તો ના પડાઇ. અને ત્હમારા બંને જણ તરફ એમને બહુ લાગણી, તેથી બહુ વિચાર કરીને છેવટે એમણે પેલી ઉપરથી ભભકાદાર પણ પચાસેક રૂપિઆની કિંમતની ખોટાં મોતીવાળી કંઠી ત્હને મોકલાવી.–કાંઇ ઝવેરી વગર એ ઝટ પરખાય એવી ન્હોતી. એટલે, બ્હેન ! ત્હારે ખોટું માનવાનું નથી, હોં !–પણ પછી થોડા દિવસમાં તો નયનલાલભાઇએ ઝવેરીઓમાં તપાસ કરવા માંડી. એ વાત તરત એમને કાને

આવીને એમણે ઝવેરીને સમજાવ્યા ઉપરથી પ્રથમના જેવી જ માળા ત્હમારે ત્યાં થઈને આવી.—આ વાતની મ્હને તો હમણાંજ ખબર પડવા દીધી. નહિં તો, બ્હેન! આપણાથી તો એવા સારા સમાચાર કહ્યા વગર ના રહેવાય, હોં!–પણ એ તો કહે જે "મ્હારે એ બંને વરવહુની પરીક્ષા કરવી'તી; એટલે ન કહ્યું. આખરે ત્હમે દેવું કરીને કંઈ પાછી આપીને દેવું પણ વાળી દીધું!—એ વાત એમણે જાણી, કે તરત મ્હને મુંબઈમાં જે બધું થયું'તું તે અથથી તે ઇતિ સુધી કહ્યું ને બધી રકમ પાછી આપવાનો તે કામ પણ મ્હને સોંપ્યું.–લે બ્હેન! આ ત્હારા રૂપિયા!"

વિજયાલક્ષ્મીએ બે હજાર રૂપિયાની નોટ તારાના ખોળામાં નાંખ્યાં.

૫

નયનને બધી હકીકત જણાવતાં તારા ગળગળી થઈ ગઈ: "પરમેશ્વર સર્વનું સારૂંજ કરે છે. વ્હાલી!" નયને ત્હેને છાતી સરસી દાબી, ત્હેનાં આંસુ લ્હોતાં કહ્યું. "પૂર્વજોનાં પુણ્ય એવીજ રીતે આડે આવી ભલું કરે છે. પરન્તુ આપણે તો ઇશ્વરનો આભાર માનવાની સાથે દયાળજીભાઈ જેવા સજ્જન અને તેમનાં વહુ વિજયાલક્ષ્મી જેવી સદગુણી સ્ત્રીનો પણ ઉપકાર માનવાનો જ છે–ગમે તેમ હો, પણ આપણે બંને ને આ બનાવમાંથી જે સુબોધ મળ્યો છે તે તો કદી ભુલવાનો નથી,—એવો બોધ કદિયે સુખશાન્તિમાં મળતો નથી, ને તે એ છે કે,—મનુષ્યની જીંદગી સુધરે ત્હેને માટે દુઃખ અને વેદના પણ જરૂરનાં

છે. ત્હેને પણ ઇશ્વરની મોટી કૃપાની પેઠે વધાવી લેવાં, એ દરેક પ્રભુભકત હૃદયનો ધર્મ છે." કવિ ખરૂં જ કહે છે કે,

**" ચળાતી જ્યોત્સ્નાનો મણિમય પ્રીતિપન્થ દીપશે. "**

**તારા** આ પોતાની પ્રેમમૂર્તિના મુખમાંથી ઝરતાં શબ્દામૃતનાં દિવ્ય ઝરણાં બિન્દુ પીતી, **નયનના** હૃદય ઉપર મસ્તક મુકી, **સ્વર્ગીય** આનન્દમાં વિલીન પતિભકત ઉભી જ રહી.

---

## દિવ્ય પ્રેમ

" કાઇ **સ્વાર્થ કે કારણ** તહારા પ્રેમમાં મારે નથી; "
" પ્રેમનું કારણ પ્રેમ, તે વીના બીજું ગમતું નથી. "

**—હરિ પ્રેમ પંચદશી.**

ડાકતરનાં છોકરાં તેને સારી રીતે ઓળખતાં હતાં. ડાકતરનું પહેલું બાળક હજી તો બેસતાં પણ શીખ્યું ન્હોતું અને **આયા** ત્હેને હેલણ ગાડીમાં સુવાડીને બ્હાર ફરવા લઇ જતી, ત્યારથી તે પણ ત્હેને પીછાનતી હતી. પ્રથમ પરિચય વખતે તો તે ગુસ્સે પણ થઇ હતી ! જૂનાં, ઘસાઇ ગયેલાં અને ટૂંકાં પડતાં લુગડાં પ્હેરેલી એક અજાણી સ્ત્રી ગામના મ્હોટા માણસોમાં ગણાતા ડાકતર સાહેબના એકના એક પુત્રને હાથમાં લઈ રમાડવા માગે તો ખરેખર ગુસ્સો તો આવે જ ને ? ડાકતરના આ પ્હેલા બાળકનાં કપડાં સ્વચ્છ સુંદર અને ફેશનદાર હતાં; આ સમયે ડાકતરની સ્થિતી સારી અને આશાજનક હતી. પણ જેમ જેમ વખત જવા લાગ્યો, તેમ **આયાએ** તેડેલાં બાળકોનાં વસ્ત્ર પ્રથમ જેવાં ન્હોતાં જબલાંના છેડા ઘસાઈ ગએલા હોય અને વખતે ઓઢવાના રૂમાલને

થીંગડું પણ મારેલું હોય !—આવું આવું કંઇકવાર જોવામાં આવતું. આ હકીકત ધીમે ધીમે વધતીજ ચાલી. પેલાં ટૂંકાં કપડાં પ્હેરનારી બાઇએ, છોકરાં મ્હોટાં થતાં ગયાં તેમ ત્હેમનો દેખાવ વધુ વધુ ખરાબ થતો કેમ જતો હતો. તે વિષે તપાસ કરવા માંડી, કારણ કે એ દેખાવથી તેનું દિલ દુખાતું હતું. છોકરાં તરફનો તે સ્ત્રીનો સરળ નિઃસ્વાર્થ પ્રેમ જોઇને આયાનો ગુસ્સો લાંબો વખત ટક્યો નહિ. છોકરાં પણ તેને પોતાની ઇષ્ટ મિત્ર તરીકે ચ્હાતાં હતાં. પ્રથમ તો એનું નામ પણ ત્હેમને ખબર ન્હોતું, કારણ કે એ પોતાનું નામ કોઇને પણ કહી જણાવતી નહિ. તથાપિ અતિશય માયા તેમના તરફ તે રાખતી, ત્હેને લીધે તેઓ પણ બહાર ફરવા જતી વખત એની પાસે થઇને ગયા વિના રહેતાં નહિ. તેઓ ત્હેને મીઠીબાઇ તરીકે ઓળખતાં, કારણ કે ત્હેને ઘેરથી તેઓ કદિ પણ મિઠાઇ પામ્યા સિવાય પાછાં ફરતાં નહિ.

" છોકરાં સાથે પેલી કઇ બાયડી વાત કરતી'તી? "

એક દિવસ દવાખાનાના મકાન આગળ થઇને છોકરાં આયા સાથે ઘેર આવતાં હતાં, એવામાં ન્હાના બાલકની તબિયતના ખબર જાણવા મીઠીબાઇએ તેમને ઉભાં રાખ્યાં, તે બારીએથી ડાકતરની પત્નીએ જોઇ આયાને ગુસ્સાથી કહ્યું—" અજાણ્યાં માણસો સાથે ઓળખાણ કરવાની રીત મ્હને બિલકુલ પસંદ નથી. "

" બાઇ સાહેબ ! " આયાએ નરમાશથી જવાબ દીધો: " એનો દેખાવ સારો નથી, તો પણ એ બાઇ બહુ ભલી છે

અને અજાણી નથી. મ્હોટાભાઇ પારણામાં ઝૂલતા ત્યારે એની સાથે અમારૂં ઓળખાણ છે. તેને આપનાં છોકરાં ઉપર બહુ હેત આવે છે. એ કહેતી હતી કે દાકતર સાહેબે એક વખત એની બહુ જ કાળજીથી સારવાર કરી જીવતદાન દીધું હતું."

એક દિવસ સવારમાં છોકરાં આયા સાથે બ્હાર ફરવા નીકળતાં હતાં એવામાં મીઠીબાઈ ત્હેમને મળી એટલે બધાં ઉભાં રહીને વાતચીત કરવા લાગ્યાં. આ બધો દેખાવ દાકતરની સ્ત્રી બેઠી બેઠી જોતી હતી એવામાં દાકતર ચ્હા પીવાને ત્યાં આવ્યો

"**પેલી મેલી ઘેલી ડાસલી** જેવી કોણ છે?" તે અંતઃકરણમાંથી અકળાઈ જતી હોય એમ તપીને બોલી ઉઠી. તે હંમેશાં પોતાના પતિ સાથે એવી ઢબથી બોલતીઃ "છોકરાં ઉપર તે બહુ ભાવ રાખતી જણાય છે. આયા કહે છે કે એક વખત એ માંદી હતી ત્યારે તમે દવા કરી હતી."

દાકતરે બહુ વિચાર કીધોઃ "કોઈ દહાડો એને જોયાનું કે એની દવા અગર સારવાર કર્યાનું મને યાદ નથી. અલબત કોઈ વાર દર્દી તરીકે મ્હેં એને જોઈ હશે. પણ મ્હને હાલ સાંભળતું નથી."

ત્હેણે અંતરમાંથી ઉંડા નીસાસો નાંખ્યો. હવે ત્હેને હમણાં હમણાંમાં એવા દીર્ઘ નિઃશ્વાસ મુકવાની ટેવ પડી ગઈ હતી. હાલ તે બહુ સારી જીંદગી ગાળતો ન્હોતો. જુવાનીમાં ત્હેણે આશાભર્યો ધંધો બહુ ઉમંગથી શરૂ કર્યો હતો. પણ હાલ બીજા દાકતરો વેહો લગ્યાથી ત્હેનું પ્હેલા જેટલું સારૂં ચાલતું ન્હોતું. અને જેમ જેમ છોકરાં વધતાં ગયાં. ઉમ્મરે મ્હોટાં થતાં ગયાં તેમ તેમ

ખર્ચ તો વધતું જ ચાલ્યું ! વળી અધુરામાં પૂરૂં ત્હેને સ્ત્રી પણ ખરચાળ, સ્વાર્થી અને અળકણી મળી હતી. ત્હેનો ચ્હેરો સુંદર, શરીર મનોહર હતું પરન્તુ ત્હેના અંતઃકરણમાં ઝેર ઉભરાયાંજ કરતાં ! તે પણ ડાકતરને પૈસા વધુ પેદા ન કરવા માટે નિરંતર મ્હેણાંટૂણાં સંભળાવ્યા કરતી હતી. હાથમાં જેટલા પૈસા આવે તેની કિમ્મત ન પિછાનતાં નજીવી–નકામી બાબતમાં અને ખાલી બડાશ પાછળ તે ઉડાવી દેતી અને તેથી હંમેશાં તે ભીડમાં જ રહેતી અને ડાકતરને ગરીબાઈ માટે હંમેશાં ડાર્યા કરતી પત્નિ અને માતા તરીકેના પોતાના ધર્મ શું છે. ત્હેનો તો ત્હેને જરા ખ્યાલ પણ ન્હોતો. આથી તેનાં છોકરાં મીઠીબાઈ પાસે જવા આકર્ષાય ત્હેમાં કાંઈ નવાઈ જેવુ ન્હોતું. છોકરાં એ બાઈને " **મેલી ઘેલી ડોસલી !** " કહેતાં નહિ. જૂનાં સાંધેલાં લૂગડાં ઉંચો ટુંકો પડતો ચણીયો તથા ઘસાઈ ગયેલો કબજો તે પ્હેરતી અને સુકલકડી થઈ ગએલી ડોસી જેવી લાગતી ત્હેના વાળ પણ સફેદ થવા લાગતા હતા; છતાં તે પોતાની સગી મા હોય એટલા વ્હાલથી મીઠીબાઈને ચ્હાતાં.

ડાકતરના મ્હોટા છોકરાએ એક દિવસ ત્હેને પૂછ્યું: "તમે બાપાને ઓળખો છો ?" મીઠીબાઈએ જવાબ દીધો. " હા. ભાઈ હું એમને ઘણા લાંબા વખતથી ઓળખું છું. હું એક વખત બહુ માંદી ને ખાટલેવશ હતી, ત્યારે તમારા બાપાએ મને મરતે મરતે ઉગારી લીધી હતી. વખત ઘણો થઇ ગયો એટલે એમને કદાચ હું નહિ સાંભરતી હોઉં, પણ મ્હારા ઉપરનો એમનો ઉપકાર હું કદિ વિસરી શકું એમ નથી." તે છોકરાની અને ત્હેની નજર એક

થઈ, એટલે એ બોલતી બંધ થઇ ગઈ. દાક્તરની આંખોના જેવીજ આબેહૂબ ત્હેના છોકરાની પણ આંખો હતી. તે છોકરાએ કહ્યું, "બાપા બહુ ભલા છે. હો. એમના જેવું તો કોઇ ભલું નહિં હોય!" મોટી બાઈના હૃદયમાંથી ઉત્તર નીકળી આવ્યો: "આખા દુનિયામાં નથીજ."

છોકરાં ગયા પછી પોતાના ઘરમાં હીંચકા ઉપર એકલી તે બેઠી હતી, એવામાં ત્હેને પોતાની પાછલી હાલત યાદ આવી. એક વખત એવો હતો,—જ્યારે એને નિરાધાર બાળ વિધવા મૂકીને એનો પતિ અકાળ મરણને વશ થયો; આ વખતે તે પોતાની વૃદ્ધ દાદીને ઘેર રહેતી હતી અને જેમ તેમ કરીને તેઓ પોતાનું ગુજરાન નિભાવતાં હતાં; એનાં માબાપ તો કયારનાંએ ગુજરી ગયાં હતાં; અને કાળ જતાં, દાદીએ પણ પોતાનુ જીવન પૂરું કર્યું આ વખતે તે પચીશેક વર્ષની ઉમ્મરે પહોંચી હતી. પોતાના ઘરમાં એકલા ન રહેવું એવી હિતેચ્છુઓની સલાહ ઉપરથી તેમ ગુજરાનનાં સાધનો મેળવવાને ધંધો કર્યા વગર તો છૂટકો જ નહિં તેથી, તે એક આબરૂદાર ગૃહસ્થના કુટુમ્બમાં રસોઇ કરી આપવા રહી. બેચાર વર્ષ ત્હેણે આ પ્રમાણે જીંદગી ગાળી, એવામાં એક એવી સખ્ત માંદગીમાં તે આવી પડી કે બે ત્રણ મહિના સુધી તો બિલકુલ ખાટલેવશજ ત્હેને રહેવું પડયું હતું. આ વખતે એક જુવાન, શ્રદ્ધાવાન, આનંદી અને માયાળુ સ્વભાવવાળો દાક્તર જે તે ગામમાં ટુંકી મુદતથી આવેલો હતો, ત્હેની દવા અને સારવાર નીચે ત્હેને રહેવું પડયું હતું. આ દાક્તરે જે મહેનત, કાળજી અને માયાથી ત્હેની જીંદગી સંભાળી હતી, તે ત્હેને હજી પણ

ત્હેનું ને ત્હેનું યાદ હતું. અને દાક્તરની સાથેની ત્હેની છેલ્લી મુલાકાત તો ત્હેના જિગરમાં–કદિ પણ ખસે નહિ એવી રીતે–છપાઇ ગયેલી હતી ! તે જે ઓરડામાં સુતી હતી ત્હેમાં પ્રભાતના સૂર્યનાં રમણીય, જીવન આપતાં કિરણો રમતાં હતાં. દાક્તર હસતે ચ્હેરે ત્યાં આવીને ત્હેની નાડ તપાસી જોઇ, અને આજ–જેટલા નિખાલસપણાથી ત્હેનો છોકરો ત્હેની સામે જોઇ રહ્યો હતો, ત્હેવાજ–તેટલાજ નિખાલસપણાથી તે તેની સામે જોઇ રહ્યો; બ્હેન ! ત્હમે હવે તદ્દન સારાં થયાં છો." દાક્તરે મધુર વાણીથી કહ્યું: " હમ્મેશાં દિલ ઉલ્લાસમાં રાખ્યાથી દાક્તરનો પણ ખપ નથી પડતો, એ ત્હમે જાણતાં હશો. હવે દવા લેવાની કાંઇ જરૂર નથી. કુદરત પોતાનું કામ કરશે અને ત્હેને મદદ કરવાનું કામ ત્હમારૂં છે. ધીમે ધીમે પાછી ત્હમારી તબિયત હતી ત્હેવી થશે. દરેક વસ્તુ,–બગડેલી ચીજ પણ–શ્રદ્ધા અને શાન્તિ રાખ્યેથી લાંબે વખત નિઃસંશય પાછી ઠેકાણે આવે છે, તે યાદ રાખજો. પ્રભુ સઘળું આપણા સારા માટેજ કરે છે."

આ ત્હેનાં મીઠાં વેણ અને ઉમંગી સલાહ, નિખાલસ દિલ અને માયાળુ પ્રકૃતિ,–એ સર્વના સ્પર્શથી ત્હેનું હૃદય કેવું ઉજળ્યું હતું ? જુવાની,–જીંદગીનો વસન્તકાળ, અને પ્રેમ,–આત્માનો પાવનકારી વિકાસ, એના ઉછાળામાં અંતર કેટલું બધું તે ઘડીએ ડૂબી ગરક થઇ ગયું હતું ? મેઘધનુષના રંગથી રંગાયલું જીવન તે ઘડીએ કેવું એકજ રંગમય ભાસતું હતું ?...પ્રભુ કૃપાથી ધીમે ધીમે તે સર્વ પાછું પોતાની સ્થિતિને અનુકૂળ થઇ ગયું; અને ત્હેની જીંદગીનો એક માર્ગ પ્રવાહ પાછો આગળની પેઠેજ વ્હેતો

થયો. રહી ગયા માત્ર પેલા થોડા દિવસના પ્રીતિ ગુંજનના ભણકારા,—અને દાક્તરને માટે દિનપર દિન વધતા જતી અલૌકિક ભક્તિભાવના ઉત્પન્ન કરતા રહ્યા !

કાળ જતાં ત્હેનું નસીબ ફર્યું અને જે શેઠાણીની સેવા ત્હેણે અહોરાત્ર ખરા દિલથી ઉઠાવી હતી, ત્હેને નિકટનું સગું નહિં હોવાથી તે આ બાઈને જ પોતાની મિલકતની કુલ વારસ કરતી ગઈ. પૈસો આવ્યો પણ ત્હેણે પોતાની રહેણીમાં કાંઈ જ ફેરફાર કર્યો ન્હોતો, લોકો તેને કંજુસ કહેતાં, ત્હેની તરફ ધિક્કારની નજરથી જોતા અને હસતા. અને એટલું જ પણ ખરૂં જ હતું કે તે બહુ સાદાઈથી રહેતી અને જાણે પાઈએ પાઈ બચાવવાને યત્ન કરતી હોયની, એમ લાગતું હતું. ત્હેને કોઈ જાતના મોજ-શોખ પસંદ ન્હોતાં અને ખર્ચ પણ ઘણી જ કરકસરથી કરતી. પરંતુ દાકતરનાં છોકરાં અને ગામનાં ગરીબ અપંગ તથા દુઃખી મનુષ્યો જ ત્હેના પૈસાનો ખરો ઉપયોગ તે કેવી રીતે કરતી તે અનુભવતાં.

વર્ષો જતાં ગયાં તેમ તેમ છોકરાં મોટાં થયાં; અને ત્હેમને ભણાવવાની તથા બીજા વચ્ચે જતાં ખર્ચોની જંજાળથી ગુંચાઈ ગએલા દાકતરના વાળ સફેત થવા લાગ્યા–ત્હેના કપાળ પરની કર-ચોળીઓ વધવા લાગી. મ્હોટો છોકરો તેર વરસનો થયો અને હાઈસ્કુલમાં ગયો, ત્યારે એક આશ્ચર્યકારક બનાવ બન્યો. દાકતરના ઉપર એક કાગળ આવ્યો, જેમાં રૂ. ૫૦૦૦ નાં નોટ હતાં અને ત્હેમાં આટલું જ લખેલું હતું.

" તમારા મ્હોટા છોકરાની કેળવણીમાં વાપરવા માટે—એક આભારી દર્દી તરફથી."

ડાક્તરે બહુ તપાસ કરી, પણ તે પત્ર મોકલનાર કોણ હતું, ત્હેનો પત્તો ન લાગ્યો; અને દરેક બાળક તેર વર્ષનું થતું ગયું, ત્યારે એજ મુજબની હકીકત બનતી રહી. પેલી બાઈ જેને છોકરાં **મીઠીબાઈ** કહેતાં અને ડાક્તરની સ્ત્રી '**ભેલી ઘેલી ડોસલી !**' કહી જેના વિષે વાત કરતી, ત્હેવી સ્ત્રીની પાસે આટલા બધા રૂપીઆ આમ આપી દઈ શકે ત્હેવા હોય, એવું તો સ્વપ્નું પણ કોને આવે !......મ્હોટો છોકરો પુખ્ત ઉમ્મરનો થવા આવ્યો, એવામાં વળી વિશેષ આશ્ચર્યકારક હકીકત બની. એક સુપ્રસિદ્ધ વકીલનો કાગળ ડાક્તર ઉપર આવ્યો,—જે ત્હેણે ફરી ફરીને વાંચ્યો, પણ તેથી મગજ એટલું બધું ભમતું—અને હૃદય ધડકતું થઈ ગયું કે તે એકદમ બરોબર સમજાયો પણ નહિ !—જો કે પત્ર તો સ્પષ્ટ અને સારી ભાષામાં લખાયલો હતો. એમાં જણાવ્યું હતું કેઃ—

"બાઈ લક્ષ્મીબાઈ મરહુમ જગજીવનદાસ પુરુષોત્તમદાસનાં વિધવા, રહેવાશી—ગામનાં તેઓ એ **વીલથી** પોતાની સઘળી મિલ્કત ત્હમોએ તેઓના ઉપર કરેલી મહેરબાનીની આભારી યાદગીરી તરીકે ત્હમારા છોકરા અને છોકરીઓના હિત અર્થે ત્હમોને ટ્રસ્ટમાં આપી છે." અને તેમાં તે પછી મિલ્કતનું વર્ણન હતું.

મિલ્કત પુષ્કળ હતી. ડાક્તરે ભમતે મગજે અને ધડકતે હૃદયે પ્રભુનો ઉપકાર માન્યો. આવી ઉમદા બક્ષીસ કરનારનું નામ પણ તેની જાણ બ્હાર હતું, એ ત્હેને બહુ નવાઈ ઉપજાવનારૂં થઈ પડયું. મ્હોટી છોકરી થોડી વાર વિચાર કરીને બોલી ઉઠીઃ "અરે! એ તો આપણાં **મીઠીબાઈ** જ !"

ત્હેની માએ ભીડાભઇને કહ્યું "શું ત્હારી **પેલી મેલી ઘેલી ડાસલી** ! જા, જા, એવો ખાલી લવારો કરીને માથું ફૂટાવની નહિ !"

પરન્તુ એ હકીકત જ્યારે પૂરેપૂરી ત્હેના સમજમાં આવી, ત્યારે આવો બાદશાહી ઉપકાર—અમારી ભેટને લાયક થવાને માટે પોતે શું કર્યું હશે, તે યાદ કરવાને ડાક્તરે બહુ પ્રયાસ કર્યા, પછી તે સહુ ફોકટ ગયા. આખરે મ્હોટા છોકરાને કાંઈ યાદ આવવાથી તે બોલ્યો: "**બાપા ! મીઠાબાઇ** હમ્મેશાં કહેતાં કે એ માંદાં હતાં ત્યારે તમે ત્હેમના ઉપર બહુ માયા રાખતા અને એમને જીવતદાન દીધું હતું."

ડાક્તર ફરી વિચારમાં પડી બબડયો: "હે પ્રભુ ! મ્હેં એવું શું અને કોની તરફ કીધું હશે ?" તે તો ખરેખર ભૂલીજ ગયો હતો. પરન્તુ એ વાત "**પેલી મેલી ઘેલી ડાસલી**"ના નિમકહલાલ અને પ્રેમાળ અન્તઃકરણે પોતાની ઉંડામાં ઉંડી ગુહામાં હમ્મેશાને માટે સચેતન રાખી હતી.

---

## પ્રેમનાં પડળ.

નિર્મળાના દિલમાં વ્હેમનો અંશ પણ નહોતો. સુંદરલાલને તો તે શરીરમાં અને હૃદયમાં સર્વ રીતે સુંદર જોતી; પરંતુ જગતની તુલના દ્રષ્ટિએ તો તેને કયારનોએ બદસુરત ઠરાવી દીધો હતો ! આ દોષ એના રૂપ રંગનો નહોતો. દેખાવમાં તે ઉંચો, દમામદાર અને ગૌર વર્ણનો હતો; ચહેરો મનોહર અને કંઇ

સુમધુર હતો. અને તેની વાતચીતની ઢબમાં એવી મોહિની હતી કે તેની સાથે વાત કરનાર ઉપર એકવાર તો તે ઘણી સચોટ અસર કરી શકતો પરંતુ દુનિયાંના વિવિધ અનુભવોમાં અસ્થિરતા કૃત્રિમતા અને અપ્રામાણિકતા લાંબો વખત પકડાયા વિના ભાગ્યે રહે છે. સુંદરલાલની બાબતમાં પણ એમ જ થયું હતું.

જૂઠાણું, ઢોંગ, દગલબાજી અને નિમકહરામી, એ તો જાણે એનાં પોતાનાં હતાં; અન દુર્વ્યસન, દુરાચાર, જુગાર અને દુષ્ટ સંગમાં તે સર્વદા જીંદગી ગાળતો હતો. પરન્તુ એની કોમળ હૃદયની, પવિત્ર, પ્રેમપૂર્ણ સાધ્વી પત્નીના સ્વપ્નમાંય એ હકીકત આવી નહોતી. આમ કહેવું તો કદાચ ખોટું ઠરશે; કારણકે ઘણાં માણસોએ તે વિષે તેને સૂચનાથી જણાવેલું. થોડા-કે ગર્ભિત અને માર્મિક રીતે કહેલું, અને કેટલાક તો મોંએ ચઢીને સ્પષ્ટ પણ સમજાવેલું. પણ નિર્મળા બિચારી નિર્મળ, નિખાલસ જીગરની બાઇ હતી: કદી કોઇ કાંઇ તેને પતિ સંબંધી કહે તો તે પણ તરતજ કહેનારના નામ સાથે તે પોતાના પ્રિય પતિને સેવામાં રજુ કરી દેતી! પતિ વિરૂદ્ધની કાંઇ હકીકત કે વાત તેના દિલમાં, તેનું મોં જોયું કે, રહી શકતીજ નહિ! અને સુંદરલાલની મીઠી જુબાન પોતાના વિરૂદ્ધની બાબતોના એવા સહેલાઇથી રદિયા આપી શકતી કે જેને પરિણામે નિર્મળાના હૃદયમાં લેશ માત્ર પણ વહેમ તો રહેતો નહીં, એટલુંજ નહી પણ સુન્દરલાલ પોતાની-વિશ્વાસુ પત્નીને-તેવાં પારકી પંચાતમાં ડહાપણ ડહોળતાં આદમીઓની સોબત પણ ત્યજી દેવાનું સમજાવી શકતો! કહેવાની જરૂર નહી રહી હશે કે નિર્મળા સુન્દરલાલને એકનિષ્ઠાથી, પૂર્ણ પ્રીતિથી ખરા જીગરથી ચહાતી હતી.

આ દંપતીને લગ્ન થયે ફક્ત ત્રણ વર્ષ થયાં હતાં. પરંતુ તે વર્ષો નિર્મળાને સંપૂર્ણ સુખ, શાન્તિ, સંતોષ અને સ્વર્ગ સ્વપ્નાં આપી ગયાં હતાં.

એક શ્રીમાન્ જમીનદારની એકની એક પુત્રી તરીકે તેને ઘણો ભારે વારસો મળ્યો હતો. તેનાં માબાપ તેને ન્હાની મુકી મરણ પામ્યાં હતાં અને તેને ઉછેરનાર દાદી પણ લગ્ન પછી તરતજ સ્વર્ગવાસી થયાં હતાં. ડોશીનાં મૃત્યુ પછી બધી મિલકતનો વહીવટ કુટુંબના જુના મુનીમ પાસે હતો, પણ તેની પાસેથી ધીમે ધીમે સુન્દરલાલે તે લઈ લીધો અને નિર્મળાને સમજાવી વહીવટમાં સુધારો કરી ઉપજ વધારવાને માટે (?) ત્હેને આખરે પેન્શન પણ અપાવી દીધું! મુનીમને રૂખસદ આપ્યા પછી, જમીનો વેચીને તેનાં નાણાં શેર વગેરે ફરતી મિલકતમાં રોકવામાં આવ્યાં; અને પોતાની ઉપજ આમ બમણી, ચારગણી કરવાને માટે નિર્મળા હૃદયમાં પોતાના પતિને માટે–તેની અસાધારણ અક્કલ અને હુંશિયારીને માટે–ઘણું અભિમાન રાખતી હતી. સુન્દરલાલની વ્યાપારી બુદ્ધિ અને વ્યવહારિક ઝીણાશ એટલાં તો ઉંચા પ્રકારનાં તેની પત્નીને ભાસતાં હતાં કે તે પોતાની મિલકતની વ્યવસ્થા કે હિસાબ વિષે એક સવાલ પણ પતિ આગળ કહાડતી નહિં હતી.

ઉપર જણાવ્યું તેમ પરમ શાન્તિ, સુખ અને સંતોષનાં ત્રણેક વર્ષ ગયાં. પોતાને કાંઇક સંતતિ થઇ નહોતી, એટલે જ ચિન્તાનું કારણ નિર્મળાના દિલમાં હતું. પરંતુ પતિસ્નેહની આનન્દચન્દ્રિકામાં સ્નાન કરતી, નિર્મળ જિગરવાળી પત્ની તેને કાંઇ લેખવતી નહિં.

અન્તે—અન્તે પેલી મુશ્કેલીની શરૂઆત કરતી. સંસાર સુખની ડોળેલી પળ આવી પહોંચી! અને—અને નિર્મળાને જિંદગીના કડુતાના પહેલા કાંટા વાગવા લાગ્યા. વ્યાપારીઓ અને લેણદારો ઉઘરાણી કરવા લાગ્યા, નોકરોના પગાર ચઢવા માંડયા, હાથ ખર્ચને માટે તૂટ પડવી શરૂ થઇ, અને જરૂરિયાતની વસ્તુઓ પણ મળવી મુશ્કેલ થવાનો પ્રારંભ થયો. તેને હવે એમ લાગવા માંડ્યું કે, ગમે તે કારણથી પણ તેઓ ગરીબાઇમાં ઉતરતાં હતાં. જ્યાં ત્યાં આવકાર અને ખુશામતને બદલે—તેને સ્વજનવર્ગમાં, મિત્રમંડળમાં, ઓળખીતાં તરફથી, વ્યાપારીઓ પાસેથી, બેદરકારી અને અસન્માન મળતાં હોય એમ સુસ્પષ્ટ થવા લાગ્યું. નિર્મળા ગરીબાઇ શું તે સમજવા માંડી, અને આખરે તો હવે જિંદગીના કડવાશ પણ તેણે પૂર્ણ રીતે પીધા!

પરન્તુ સુન્દરલાલ આ કઠિન વસ્તુસ્થિતિમાં પણ પાછો હઠે તેમ નહોતો. પત્નીના શ્રદ્ધાળુ હૃદય ઉપર તેની જુબાનની માધુરીએ જે સચોટ અસર કીધી હતી, તે આ વખત સારી રીતે કામમાં આવી. તે આ સરલ બાઇને સમજાવી શક્યો કે—ઉપજ વધારવા જતાં, એક ધુરંધર બેંક અને કદિ પણ તૂટે નહિ એવી જમીનગીરીઓવાળી પેઢી જે અકસ્માત તૂટયાં, તેની સાથે તેમના-વાળી મિલ પણ બેશી ગઇ હતી! અને પત્નીના કોમળ જિગરને આવા દિલગીરીના સમાચાર કહેવા, તેના કરતાં પોતે જ સઘળો બોજો સહન કરીને, જે મકાનો વગેરે સ્થાવર મિલ્કત રહી હતી, તેના ઉપર નાણાં ઉપાડીને ફરીથી વ્યાપાર શિરૂ કીધો: પરંતુ દૈવ પ્રતિકૂળ હોવાથી તેમાં પણ મ્હોટી ખોટ આવી ગઇ હતી. અને તેથી હવે તેમને 'માથે આસમાન અને તળે ધરતી!' એટલું જ

રહ્યું હતું! અપ્રામાણિકતાથી તે પૈસા બચાવી શકતી પણ અપ્રામિણક થવાય જ કેમ? બીજાઓને છેતરીને આવેલી મિલકત તે પાછી મેળવી શકત. પણ એમ કેટલા કાળ સારૂ બીજાને છેતરી તેમનાં હૈયાં બાળવાં?—આવા આવા સદ્‌ગુણ અને સુનીતિના વિચારને લીધેજ વ્યાપારમાં તે માર ખાઇ ગયા હતા, અને એ તો જાણીતી વાત છે કે, વ્યાપારમાં વળી પ્રમાણિકતા અને નીતિવાળાં મનુષ્યો ટકી શકતાં જ નથી!.

ગરીબ બિચારી વિશ્વાસુ નિર્મળા! પતિની આકરિયા વાણીના ઘૂંટડે ઘૂંટડા ઉમંગભેર પી ગઇ અને ઉલટી તેને "કાંઈ હરકત નહિ, ગરીબ થયાં તો શું ફીકર છે? તમે મારી પાસે છો ત્યાં સુધી મ્હારે મન ઝુંપડી પણ રાજમહેલ જ છે."—એમ કહી તેને ધીરજ અને આશ્વાસન આપવા લાગી.

અન્તે મુશ્કેલીની છેલ્લી પળ પણ આવી પ્હોંચી! નિર્મળા અને સુન્દરલાલને પોતાની હવેલીને છેલ્લી સલામ કરી, દાદીમાના પિયરનું એક નાનકડું મકાન હતું તેમાં આવી રહેવું પડયું. હવે તેમને નાણાની ભીડ બહુ સખ્ત પડવા લાગી હતી. અને ઘણા નોકરચાકરોમાંથી તેમની પાસે એક જુની ચાકરડી સિવાય બીજું કોઇ રહ્યું ન્હોતું. ઘરડા મુનિમને પેન્શન આપી શકાતું નહોતું; પરંતુ તે પોતાની પાસેથી પેલી ચાકરડીની મારફત આ દંપતીનાં ગુજરાનનાં સાધન થોડાં ઘણું પૂરાં પાડતો હતો. નિર્મળાને આ હકીકતની ખબર ન્હોતી, નહિં તો તે પોતાના પતિને કહ્યા વિના રહેત નહિ; અને સુન્દરલાલભાઈ આવી સહેલાઈથી મળતી સહાયનો સદુપયોગ (?) પણ કર્યા વિના રહેતા જ નહિં એ નક્કી હતું.

પરન્તુ નિર્મળાના મતમુજબ તેમના ગુજરાનનાં સાધન હજી સદન નાશ પામ્યાં નહોતાં નિર્મળાને કન્યાદાનમાં આપેલ લગભગ બે ત્રણ હજારના દાગીના તેની પાસે જ હતા.—'પાસે જ હતા'નો અર્થ આ વાર્તામાં આવેલી હકીકત અનુસાર કરવાનો છે, એટલે કે નિર્મળાની તીજોરીની પેટી જેની કૂંચીઓ બરની સઘળાં કૂંચીઓની સાથે સુન્દરલાલ પાસે રહેતી તેમાં જ તે હતી. પરંતુ હવે આ સુશીલ પત્નિ જે પતિની મરજી વિરૂદ્ધ એક શબ્દ પણ કહાડી શકતી નહોતી. તેણે ચોતરફ વિપત્તિઓ ઝઝુમતી જોઇ. હિમ્મતથી પતિ પાસે પોતાની કુંચીઓ માગી. સુન્દરલાલે તરત જ તે પોતાની પાસેથી કહાડી આપી અને તેનું શુ કામ છે તે પૂછયું નિર્મળાએ કહ્યું કે, તમે દુઃખ પામો છો અને હેરાન થાઓ છો. અને તે સર્વ વળી મ્હારે ખાતર ! છતાં પણ તમે મારાં ઘરેણાં વેચવા કાઢતા નથી. એ ઠીક નહિં. તમે મુશ્કેલી ભોગવો તો પછી મારે એ દાગીનાનું શું કામ છે ?—તમારી પછી જ મારી સઘળી માલમિલકત છે, એટલું તો મને બતાવવા દો ?

સુન્દરલાલની આંખમાં આ ઉદાર સ્નેહાળ વચનો સાંભળીને આંસુ આવી ગયાં ! નમ્ર ચ્હેરે શોકભર્યાં શબ્દોમાં, ધીમા સ્વરથી તે બોલ્યોઃ " વ્હાલી મારે પણ તારા કરતાં શું વધારે છે ? તારી મિલકત સુધારવા જતાં મારે જ હાથે તે નાશ પામી એ સાંભરી આવીને મને બહુ લાગે છે; પણ તેનો તો ઉપાય નથી. પરન્તુ આ જીંદગીમાં પ્રાણ છે, ત્યાં સુધી એમ તો કદિ પણ નહિ કહેવા દઉં કે સુન્દરલાલે પોતાની બૈરાંના ઘરેણાં વેચીને પોતાનુ ગુજરાન ચલાવ્યું ! માટે મારૂં આટલું કહ્યું તો તારે માનવું જ પડશે કે

આવી વાત હવે મને કોઇ દિવસ કરવી જ નહિ. એ સાંભળીને પણ મારું હૈયું ભરાઈ આવે છે!"

પતિના દિલની ખરી ઉદારતા તથા સાચો સ્વમાનની લાગણી અને પોતાને માટેની આવી અસાધારણ પ્રીતિ જોઈ નિર્મળાનું અંતર અત્યંત સંતુષ્ટ થયું. પરંતુ તેણે ઘરેણાં વેચી દઇ તેનાં નાણાં કરી ઉપયોગમાં લેવાની હઠ તો ચાલુજ રાખી; "તમે નહિં વેચો તો હું તે વેચી આવીશ અને તેના પૈસા કરીશ." તેણે કહ્યું. સુન્દરલાલે હસતે હસતે તેના હાથમાંથી કૂંચીઓ ઝુંટવી લઈને તેને જવાબ દીધો કે, "હું તને તિજોરીની કૂંચી આપીશ ત્યારે કની?"

કેટલાક મહિના વીત્યા બાદ સુન્દરલાલને અકસ્માત પ્લેગનો વ્યાધિ વળગ્યો અને પત્નીની અથાગ મહેનત છતાં થોડા દિવસમાં તેણે દેહ ત્યાગ કર્યો.

નિર્મળા હવે અત્યંત આશાહીન થઈ ગઈ. તેને જિંદગીમાં ઝાંઝવાનાં પાણી અને ઝેરનાં ઝરણાં સિવાય બીજું કાંઈ જ ભાસ્યું નહિ. આ આઘાત એવો સખ્ત હતો કે તે પણ મરણતોલ માંદી થઇ ગઇ; અને જૂની ચાકરડી તથા વૃદ્ધ મુનીમની તનતોડ સારવાર ન હોત તો તે પણ ક્યારનીએ આ દુનિઆનો ત્યાગ કરી ગઈ હોત. મુનીમ તેને પોતાને ઘેર લાવ્યો હતો. તેને કાંઇ સંતતિ ન હોવાથી અને નિર્મળાના બાપદાદાની નોકરીમાં બે પૈસા સારા પેદા કરેલ હોવાથી, તે પૈસે ટકે સુખી હતો. પોતાના શેઠની પુત્રીને તે પોતાની જ દીકરી ગણતો હતો.

અંતે નિર્મળા સાજી થઈ. પણ પતિના લેણદારોના સંખ્યાએ તેને આભી કરી મુકી. અને ગમે તેમ કરીને પણ પોતાના

વહાલાનું કરજ જે પોતાના જ હિત માટે તેણે કર્યું હતું તે ફીટાડવું, એવો સંકલ્પ કરી, હવે દાગીના પોતાને તો કાંઈ ઉપ- યોગના હતા જ નહિ. એમ માની તે વેચવાનો વિચાર કીધો. ઘરેણાનાં જે નાણાં આવે તેમાંથી બને તેટલું પતિનું દેવું આપવું એમ વિચારતો તેણે કર્યો; પણ એક બાબતમાં મુનીમજી અને ચાકરડી બંનેને તેની સાથે ગંભીર મતભેદ તથા વિરોધ થતો અને તે પતિના વર્તન-વિચાર-અને ગુણકર્મ બાબતમાં હતો. હવે તો એને બહુ નાખુશ થતી જોઈ તેઓએ એ વાત કરવી ત્યજી દીધી હતી; પણ એ બંનેના મત કાંઈ ફેરવાયા ન્હોતા, એમ તો એ જાણતી હતી. આથી તે દાગીના મુનીમ કે દાસી મારફતે તો તે વેચી શકે તેમ હતું જ નહિ. તેથી તે પોતાના ઘરેણાંની પેટી લઈ એક વૃદ્ધ શાહુકાર હતો કે જેની મારફત નિર્મળાના વડીલ ઘરેણાં કરાવતા તથા સોનું, રૂપું, હીરા અને મોતી ખરીદ કરતા, તેની પાસે ગઈ. આ શેઠ બહુ સમજુ અને ઠરેલ હતો, તેણે તેનો સારો સત્કાર કર્યો અને આવવાનું કારણ પૂછ્યું. નિર્મળાએ તે જણાવ્યું અને પેટી તેના હાથમાં મૂકી.

પેટી ઉઘાડવાને બદલે તે શાહુકારને વિચારમાં પડેલો જોઈ નિર્મળાએ પૂછ્યું: " શેઠ કાકા ! કાંઇ વિચારમાં છો ?–કે કાંઇ વહેમ આવે છે ? મારી હાલત બદલાઈ છે. પણ આ પેટી તો મારા પોતાની જ છે; એ માટે જોઈએ તેવી ખાત્રી હું તમને કરી આપીશ.

તે શાહુકારે જરા ફિક્કાશ મારતું સ્મિત કરી પેટી ઉઘાડી અને અંદર નજર કરી. તે બોલ્યો. " બ્હેન ! તારે એવી શંકા

અથવા વહેમ લેવાનું કારણ નથી તારી હાલત કમનસીબીઓથી બહુ-સારી તેની મને પૂરી માહિતી છે હું જરા ખચકાયો તેનું કારણ તારી પ્રામાણિકતા વિષે કાંઈ વહેમને લીધે નહિ. પણ મને લાગે છે કે કાંઈક સમજફેર થઇ છે તેથી !"

" આ ઘરેણાં કોઈક વર્ષ ઉપર તારા તરફથી સુન્દરલાલ લાવ્યા હતા. અનેતેમાંના હીરા માણેક તથા મોતી બદલીને ખોટાંનંગ તથા

ખોટાં મોતી અંદર જડાવી ગયા હતા ! તેઓ તારૂં નામ લઇને જ તેમ કરી ગયા હતા. અને તેને રૂપીઆની કાંઈ ખાસ જરૂર છે તેથી તે વેચવા પડે છે એમ કરી તે વેચી પણ દીધા હતા ! આ દાગીનામાં નંગ, હીરા અને મોતી છે, તે બધાય ખોટા છે. અને ભાગ્યે પચાસ રૂપીઆ પણ ઉપજે એમ છે ! "

નિખાલસ દીલની ભોળી નિર્મળા નિરાશ થઈ. ઘરેણાંની પેટી લઈ પાછી ફરી. તેને પતિની વર્તણુકમાં કાંઇક ન સમજાય એવું જિંદગીમાં આજ પહેલીજ વાર ભાસ્યું. પરંતુ તેના અંતરના ઊંડાણમાં જે પ્રેમની પ્રતિમા બીરાજતી હતી, તેણે થોડીવારમાં પોતાનું સામ્રાજ્ય એવુંને એવુંજ ફરીને જમાવ્યું; અને તે એટલુંજ બોલીને સંતોષ પામી કે 'કોણ જાણે એમ કરવાનું એમને શું કારણ હશે ?—શી ખબર પડે,—કેમ જાણ્યું કે મારી પોતાની ખાતર જ, મને દુઃખી નહિ કરવાને માટે જ એટલો ભેદ એમને મારાથી નહિં રાખવો પડયો હોય !'



# ૫ સ્ત્રીનું હૃદય.

"Women's at best a contradiction still"—Pope.

સંસાર ત્હને વિરોધની મૂર્તિ ગણે તો ત્હેમાં ત્હારો શો દોષ ? ......(ત્હારાં કામને ) ગમે તો સંસાર સ્ત્રીચરિત્રના ચાળા માને ને ભમે તો ઇશ્વરે રચેલા અનેક પરસ્પર વિરોધી ચમત્કારોમાં ગણે... પણ સાધુજનો તો ત્હારા વિરોધમાં માત્ર વિરોધાભાસજ જુવે છે.

—સરસ્વતીચંદ્ર ( ભા. ૪ )

રૂપ, યૌવન, ધન, જ્ઞાન, અને સત્તા—એ દરેક વસ્તુ સ્વાભાવિક રીતે માદક છે; અને 'અતિ' થયે તો ત્હેનો ઘણો વધારે નિશો ચ્હડે છે ! તો પછી, પચીસ વર્ષની ઉમ્મર સુધીમાં કદિય, એક દિવસ પણ, માથુંયે દુખ્યું ન હોય, શહેરના કસરતી ખેલવાનોમાં પ્રથમ પંક્તિ રાખી રહ્યો હોય, ક્રિકેટ-ટેનિસ-ફુટબોલ,—દરેક પ્રકારની શારીરિક રમતમાં પ્હેલો ગણાતો હોય, અને સ્વરૂપે પણ દેખાવડો, મનોહર, હસમુખો હોય; સ્થાનિક યુનિવર્સિટીની ઘણી ડિગ્રીઓ મેળવવાને ભાગ્યશાળી થયો હોય એટલુંજ નહિં પણ વિલાયતની પણ કેટલીક ત્હેમની સંખ્યામાં ઉમેરી શક્યો હોય; આ બધું છતાં બધારે ખુબી તો એ હોય કે બધી દુનિયાની જાણ બહાર—એ સઘળી ડિગ્રીઓની નિરૂપયોગિતા તથા એટલી બધી વિદ્યાની બિનજરૂરિયાત—ન હોય; કારણ કે જ્યાં સોનું રૂપું અને મોતી હીરા, રસ્તામાંના ઇંટાળા, ઢેખાળા તથા કાંકરાના કરતાં વધારે સંભાળ યોગ્ય ગણવામાં આવતાં ન ન હોય, ત્યાં સાધારણ જનમંડળ જ્ઞાનનો શો ઉપયોગ કરવો અને ત્હેની શું જરૂર છે, એ સમજી શકતું નથી; અને એ વાત

તો સુવેદિત જ છે કે મ્હોટામાં મ્હોટી સત્તા પણ પૈસાને વશ છે, લક્ષ્મીની દાસી છે; દારાશાને આ સર્વ મળેલું હતું; તે રૂપવાન હતો,–ભર યૌવનમાં હતો,–ત્હેના કરોડાધિપતિ કાકાની અસંખ્ય દોલતનો તે એકલો વારસો હતો; હિન્દુસ્થાનમાં જ નહિ પણ યૂરોપ, અમેરિકા, જાપાન, સર્વ સ્થળેથી ત્હેણે વિદ્યા સંપાદન કીધી હતી અને કેટલાક વિષયોમાં તો તે એટલો તો પ્રવીણ ગણાતો કે ત્હેમાં જિંદગી ગાળનારા વિદ્વાનો પણ ત્હેની સલાહ લેવા આવતા,–અને ત્હેના કાકાના અઢળક પૈસાનો જેટલો ઉપભોગ થાય તેટલો તે કરી શકયો હતો—લક્ષ્મી રૂપી સત્તાનો જેટલો અનુભવ મેળવાય તેટલો તે મેળવી શકયો હતો.

આમ છતાં દારાશાનો બધો મદ–કેફ એક દિવસ ઉતરી ગયો; ત્હેના આ સઘળા આખી દુનિયાંની નજરને આંજી નાંખે એવા ગુણ પણ એક યુવતીના મન ઉપર કાંઈ અસર કરી શકયા નહિં! ગુલબાનુ એક મ્હોટા હોદ્દેદાર પારસી ગૃહસ્થની એકના એક પુત્રી હતી; વીસ વર્ષની વય લગભગમાં સારૂં જ્ઞાન સંપાદન કરી પાઠશાળા છોડી દીધાને ત્હેને ફક્ત એકાદ વર્ષ જ થયું હતું; ત્હેની સુરૂપતા, સુન્દર મધુરતા, યૌવનના વિકાસથી ખીલી નીકળતી મનોહરતા, એ સર્વ એટલામાં તો કયારનાંયે આખા મુંબઈના પારસી યુવકોને ત્હેની સાથે લગ્ન કરવા માટે ઉત્સુક,–ગાંડાઘેલા જેવા બનાવી મૂકવા શક્તિવાન થઈ ચૂકયાં હતાં! પરન્તુ ગુલબાનુ સાધારણ વૃત્તિઓ અને વિચારવાળી યુવતી ન્હોતી; ત્હેના મનના આશય ઉંચા પ્રકારના હતા, તે દુનિયાની ખોટી ફિસીયારીને ધિક્કારી કહાડતી હતી, અને કોઇ પણ પ્રકારે મનુષ્ય મંડળને ઉપયોગી થઈ શકાય, એવી તરેહની જીંદગી તે ચ્હાતી હતી.

પોતાની તંદુરસ્તી, પૈસો, જ્ઞાન અને સત્તા,—એ સર્વથી ગમે તો દારાશા કંટાળો ગયો હોય, અતિશય થયાથી ત્હેનો અપચો થઈ અભાવ થયો હોય કે ગમે તેમ હોય, તો પણ એટલી વાત તો નક્કિ છે કે, ગુલબાનુને જોઈ ત્યારથી જ ત્હેનું દિલ ત્હેની તરફ ખેંચાવા લાગ્યું હતું. ખરાબમાં ખરાબ રસ્તાઓમાં, ઉનાળાના ભરતાપમાં, શરતોની અંદર, જે પ્હેલવાન પોતાની 'મોટર'-ગાડી એકેક મિનિટમાં માઇલ માઇલ લઇ જતો અને ત્હેના હૃદયને જરા અસરે થતી નહિં તેમ ત્હેનો હાથ જરા ધ્રુજતો કે થડકાતોયે નહિં, તથા ગમે ત્હેવા સખત 'બોલરો' ( બોલ નાંખનાર ) ના ઘાની સામે એક સરખી ધીરજ, હિમ્મત, અને ખંતથી ટકી રહી, તે કલાકના કલાક સુધી જરા પણ થાકયા વિના રમત ટકાવી શકતો,—ત્હેના હૃદયમાં પણ એક નયનયુગલની દૃષ્ટિ પડતાં ધબકારા ઉતાવળા થવા લાગ્યા, શરીરની નસોનું લોહી વધારે વેગથી દોડવા લાગ્યું, અને મગજ ઘુમરાઈ જવા માંડયું; આનું કારણ તે એટલું જ સમજી શકયો કે ગુલબાનુની સાથે પોતે પ્યારમાં પડયો હતો અને ત્હેને ખરા જીગરથી ચ્હાવા લાગ્યો હતો. ત્હેનો દરજ્જો મ્હોટો હતો. ત્હેની સ્થિતિ આસપાસનાં મનુષ્યો કરતાં એટલી બધી તો ચ્હડિયાતી હતી કે અત્યાર સુધીની પોતાની સઘળી ધારણાઓમાં તે પાર પડયો હતો; એટલુંજ નહિં પણ નશીબ દેવીયે જાણે ત્હેની ખિજમતદારી કરવાને આતુર હોયની એમ ત્હેના મનના વિચારને અનુસરી—ત્હેની વૃત્તિઓને અનુકૂળ થવામાં. ઉત્પન્ન થયા પ્હેલાં તે પૂર્ણ કરવામાં જ, જાણે પોતાને કૃતાર્થ માનતી હોયની એમ ત્હેની સાથે તે ચાલતી હતી. એટલે દારાશાને મન ધારવું અને કરવું એમાં કાંઈ પણ ફરક નહિ હતો.

તેઓ એક બાગમાં મળ્યાં હતાં; મેળાવડામાં, ટોળામાંથી ન્હાનકડી ટોળીઓમાં અને યુગલોમાં સઘળાં વ્હેંચાઈ ગયાં, ત્હેમાં દારાશા અને ગુલબાનુ એકઠાં આવી ગયાં અને ધીમે ધીમે એકલાં પણ પડયાં.

" ગુલબાનુ ! હું બીજાં બધાંથી દૂર થવાની જ રાહ જોતો હતો. હું ત્હમને કેટલાક વખતથી મ્હારા દિલની વાત કહેવાના નિશ્ચય ઉપર આવેલો છું અને તે એ છે કે હું ત્હમને પૂરેપૂરા જિગર-થી–ત્હમને ખ્યાલ હશે ત્હેનાથી પણ વધારે–ભર પ્યારથી ચ્હાઉં છું. હું એમ પણ ધારૂં છું કે કદાચ ત્હમે મ્હને એટલો બધો ચ્હાતાં નહિં હશો. કારણ, તમારા પ્રેમની કોઈ પણ નિશાની હું મ્હારી સાથેના ત્હમારા સહવાસમાં જોઇ શકયો નથી. છતાં હું ત્હમને ચ્હાઉં છું. મ્હારા મનની હાલત એવી થઈ ગએલી છે કે હું ત્હમને તે જણાવું નહિં ત્યાં સુધી મને ગભરામણ જ થયાં કરે. હું ત્હમને ખરા દિલથી ચ્હાઉં છું અને તમો મ્હારી સાથે લગ્ન કરવાની હા કહેશો એમ આશા રાખું છું. "

તે બોલતો બંધ પડયો; ગુલબાનુ પણ નીચી નજર રાખીને આરસની એક નાજુક, ખુબસુરત પૂતળી હોયની એમ બેશી રહી

" મ્હને કાંઈ પણ જવાબ નહિ મળે ?" આખરે દારાશાએ પૂછયું.

મ્હારે શું કહેવું ત્હેની બીલકુલ મ્હને સમજ પડતી નથી.' ત્હેણે મંદ વિચારશીલ સ્વરથી જવાબ દીધો. " હું ત્હમને તમાર જેટલી જ પ્રીતથી ચ્હાઉં છું કે નહિં તે હું સમજી શકતી નથી. એટલે ત્હમને જણાવી પણ શકતી નથી. પણ તમારે માટે મ્હાર

મનમાં સારી લાગણી છે. અને......પણ ત્હમને ખરેખરૂં કહી દઉં ! "

"હા. હું પણ તેજ માગું છું." તે તરતજ બોલી ઉઠયો.

લ્યો, ત્યારે, ખરેખરૂં તો એજ છે કે ત્હમારી પાસે એટલું બધું છે !—હું જાણું છું કે ત્હમે મને મોટું માન આપો છો, જેને માટે મ્હારે મગરૂર થવું જોઈએ—અને બીજાઓ અદેખાઇ કરે એવું છે.પણ મ્હારા મનમાં નિશ્ચય થઈ શકતો નથી કે મ્હારી લાગણી તે ત્હમારે માટે છે કે ત્હમારી બીજી ચીજો–પૈસો, જ્ઞાન, સત્તા એ બધાંને માટે છે. લગ્નની વાત એવી છે કે ત્હેમાં એક પણ પગલું ભરવું તે ઘણું જ જોઈ વિચારીને ભરવા જેવું છે; અને ત્હેમાં પોતાના દિલની પણ જ્યાં સુધી ખાત્રી ન હોય ત્યાં સુધી શું કરવું ? તમોને પોતાને નથી લાગતું કે આપણને પોતાને નિશ્ચય થાય ત્યાં સુધી કાંઇ જ ન કરવું અને સબુરી પકડવી ?"

" ત્યારે ત્હમે મ્હને કાંઇ જવાબ નથી આપવા માગતાં?" ત્હેણે પાછું પૂછ્યું.

" મ્હારા મનમાં ત્હમારી તરફ સારી લાગણી છે એટલું હું સમજી શકું છું. ત્હમારૂં દીલ દુખાવવા માગતી નથી. " ત્હેનો સ્વર વધારે મૃદુ, વધારે કોમળ થયો. " હાલ તો મ્હારાથી કાંઈ જ જવાબ દઇ શકાય તેમ નથી પણ......" તે બોલતાં બોલતાં જરા અટકી, અને પછી જરાવાર પછી તે દઢતાથી બોલી ઉઠી. " ના, ના. મ્હારાથી તે બની શકે તેમ નથી. હું ત્હમારી માગણી કબુલ રાખી શકું તેમ નથી.

બીજે દિવસ દારાશા ચોપાટી ઉપર ફરતો હતો ત્હેવામાં એક પાટલીની આસપાસ કેટલાક પારસીઓ ટોળુ મળીને ઉભા હતા, તે પાસે ગયો ત્યારે તેઓમાંનો એક માણસ બીજાઓને સમજાવતો જણાયો.

"ખરેખરો લાંજ લાગ છે. વિલાયતથી લોઢું, કોલસા, ધાતુ,—સાંચાકામ બધું મંગાવીએ અને અહિં કામ કરીએ ત્હેમાં આપણો શું ભડાકો વાગવાનો ? મધ્યપ્રાંતમાં ખરેખરી કીંમતી ખાણોનો ભંડાર છે પણ તે ઉઘાડનાર કોણ છે ? આપણા લોકોમાં તો જરાયે હિમ્મત જ બાકી નથી. લ્યોને હું તમને કહું, હું પંડે તપાસ કરી આવ્યો છું અને એક ઇગ્લીશ કંપનીએ ત્યાંની જમીનનો થોડોક ભાગ લીધોએ ખરો. મ્હારી જોડે જો કોઈ અનુભવી ભરોસાદાર ઇજનેર હોય તો......"

"હું એન્જીનીયર છું. કહો કાંઇ હુકમ-ફરમાશ છે ?" દારાશા મ્હોં મલકાવતો બોલી ઉઠ્યો. બધાયે પાછળ જોયું અને તરત જ પાછળ હઠી ત્હેને મારગ આપ્યો. રતનજી કરોડાધિપતિનો વારસ એક બહુ મ્હોટો માણસ હતો.

"હા, હા. હું કુશળ ઇજનેર છું. મ્હેં ઇંગ્લાંડ, જર્મની અને યુનાઇટેડ સ્ટેટ્સમાં એ કામની ડિગ્રિઓ તથા સનંદો મેળવેલી છે; અને એકાદ બે જગાએ તો મજુરની પેંઠે ખાણમાં કામ કરીને અનુભવ પણ મેળવ્યો છે." ત્હેણે ગંભીર ચ્હેરે ફરીથી કહ્યું.

બધા ખડખડાટ હસી પડ્યા. ત્હેમને આ મશ્કરી બહુ મઝાની લાગી.

"હું તો ખરેખરૂં જ કહું છું કે—આ મશ્કરીની વાત નથી;" પેલા પ્રથમ વાત કરનારે આગ્રહપૂર્વક પાછું પોતાનું ભાષણ શરૂ કર્યું:

"હું તો ખરેખરૂં જ કહું છું કે આપણા લોકો નાહક વિલાયત પૈસા જવા દે છે અને પછી બૂમો પાડે છે કે અમે ગરીબ થઈ ગયા! આ મધ્યપ્રાન્તની ખાણો એકેકી કરોડો રૂપિયાની કિંમતની છે. ફક્ત જરા શરૂઆતની મહેનત પડે અને પછી તો એકાદ રેલ્વે ત્યાં કરી દીધી એટલે બસ!–પણ આપણા લોકની ઉંઘ ઉડવાની નથી તો! મ્હને તો કોઈ નહિં મળે તો યુરોપીયનોની સાથે મળીને પણ હું ધારેલી ઉમેદ બર લાવ્યા વિના રહેવાનો નથી."

રાતે રતનજી શેઠ અને દારાશા ખાણું લઈ, વાતોનાં ગપ્પાં હાંકતા બેઠા હતા એવામાં નવ વાગ્યા એટલે દારાશા ઉઠયો.

"દારા! જરાવાર થોભ, દીકરા!" શેઠે કહ્યું. "અત્યારનું ખાણું તો ઠીક હતું ને? ત્હને પસંદ પડયું કે કેમ?"

"નહિં, ચાચાજી. બહુ મઝેનું હતું." દારાશાએ જવાબ દીધો.

"ત્યારે તો ઘણું સારૂં," રતનજી બોલ્યા; "હું પણ એમ જ ધારતો હતો, પણ તે સારૂં તો હોવું જોઈએને! કારણ, આપણી છેલ્લામાં છેલ્લી દમડી પણ ત્હેમાં ખરચાઈ ગઈ છે. તું સમજ્યો બચ્ચા?"

દારાશા તો આભો જ બની ગયો હોય તેમ દેખાયો.

"હા, દીકરા! આપણી બધી મિલ્કત નાબૂદ થઈ ગઈ છે. આવતી કાલે સ્હવારે આખી દુનિયાં તે જાણશે. આપણા લ્હેણદારોને ત્હેમનું માગતું આપ્યા પછી કફનની કોડી બી રહેવાની નથી! ...........કેટલાંક વર્ષથી હું આપણા પાસા બધેથી ઉલટા

પડતા આવે એમ જોઇ શક્યો હતો અને તેથી જ મ્હેં ત્હેને ખાસ ધંધાઓ શીખવવાને પુષ્કળ પૈસા ખર્ચીને પણ દેશપરદેશ રખડાવ્યો હતો. પૈસાનું સુખ અને અમલ ત્હેં ભોગવ્યો છે, વિદ્યા અને જ્ઞાન ત્હેં સારૂં મેળવ્યું છે એટલે ત્હારી તરફની મ્હને બિલકુલ ફિકર છે નહિં. અને મ્હારીથી તું જરાયે રાખતો નાહ મ્હારી જીંદગીભરની 'એન્યુઇટિ' (વાર્ષિક પેન્શન જેવી રીતે મળતી રકમ) મ્હેં લઇ રાખેલી છે તે મ્હારે ચાલશે અને ત્હેમાંથી કદાચ હું ત્હને થોડી ઘણી મદદ પણ કરી શકીશ; પરન્તુ હવે પોતાની મહેનત ઉપર જ ત્હારી જીંદગીનાં સાધનોનો આધાર ત્હારે રાખવાનો છે."

રૂપ, યૌવન, ધન, જ્ઞાન અને સત્તા, એ બધામાંથી ધન અને અમલની ખુમારી સહુથી વધારે હોય છે. ત્હેના વિના રૂપ યૌવન અને જ્ઞાન ઘણીવાર અસાધનની ગટરમાં દબાઇ-દટાઇ ગયેલાં પણ આપણે જોઈએ છીએ ! એટલે ખરો નિશો તો ધન અને સત્તાનોજ. હવે પોતાની ઉમેદો પૂરી પાડવાનો વખત નજીકમાં હોય, જુવાનીનો જોમ પૂરેપૂરો વ્યાપી રહ્યો હોય, સત્તા અને પૈસાની ખુમારીમાં જમીન ઉપર પગ મૂકવો ભારે પડતો હોય, દરેક સ્થળે દરેક મંડળમાં સન્માન અને આવકાર તો પોતાને જ માટે નિર્માણ થયેલો છે એમ હૃદયમાં ખાત્રી થઇ ગઇ હોય, સર્વ રૂપવતી યુવતીઓ પોતાની સાથે લગ્ન કરવાને તત્પર છે એમ મિત્રમંડળ-ખુશામતિયા વર્ગનું રાત્રિ દિવસ કર્ણે પડયા કરતું સુચન હોયઃ—એવામાં એ બધું ઉડી જાય, જે જમીન ઉપર દૃઢતાથી આપણે ઉભા છીએ તે ખશી જઈ ત્યાં પાણી ભરાઈ આવી આપણે ડબકાં ખાવા માંડીયે જે ટેકરી ઉપર આપણે સ્થિરતાથી બેઠા છીએ ત્હેમાંથી જ્વાળા-

મુખી પ્રગટ થઇ આવો, ત્હેના પહેલા ધડાકામાં ધૂળ, પત્થર અને ચૂણીની સાથે જ—આપણે દૂર ઉછળી પડીએ, ત્યારે જે જે લાગણીઓ મનુષ્ય માત્રને થઈ આવે તેવી હાલત દારાશાની પણ હાલ થઈ! પરંતુ તે કોઇ પણ ગમે તેવા માઠા બનાવથી હિમ્મત હારે એવો પુરૂષ ન્હોતો. પેલો ચોપાટી ઉપર જે મુસાફર ખાણો બાબત વાત કરતો હતો, ત્હેને ત્યાં તરત ગયો; પોતાની ફરી ગએલી સ્થિતિ ત્હેને સમજાવી અને તેની સાથે કામમાં પડવાનો ઠરાવ કર્યો.

બીજે દિવસે સ્હવારમાં એક 'વાટિકા—વિનોદ'નો મેળાવડો હતો, ત્હેમાં જવાનું ત્હેણે વચન આપ્યું હતું. અન્ય પ્રાન્તોમાં જંગલોમાં જઈ દટાવા પ્હેલાં એક વખત છેલ્લીવાર મુંબાઇનાં મંડળોની લ્હેર અનુભવી લેવી અને ગુલબાનુ ત્યાં હોય તો છેલવેલ્લી ત્હેનો રમણીય હૃદયંગમ મુખાકૃતિ નિહાળી લેવી, એ પણ ત્યાં જવામાં ત્હેના ગનની લાલસાઓ હતી. સ્હવારનાં દૈનિક પત્રોએ રતનજી શેઠની પડતીની હકીકત મ્હોટા અક્ષરોમાં જણાવી દીધી હતી એટલે તે ગયો ત્હેવોજ તેને લોકોની વર્તણુકમાં ફેર માલમ પડયા વિના રહ્યો નહિ. ફકત જેમના આમન્ત્રણથી ત્યાં તે ગયો હતો, તે બાનું અને ત્હેમના પતિ જ પોતાની હમ્મેશની મૃદુતા, સરલતા મિઠાશ જાળવી શક્યાં હતાં. દરેક મનુષ્ય ત્હેની દયા ખાતું હતું એ વાત ખરી; પણ હવે, ત્હેની પાછળ પાછળ ફરે, ત્હેને જ્યાં ત્યાં વાતોમાં ભેળવે, ત્હેની ખુશામત કરે તેને માટે મારગ કરે એમ બનવું હવે અશકય હતું તેથી તે એક દૂરની પુષ્પકુંજ પાસે પડેલી બેઠક ઉપર બેશી આ સઘળો તમાશો ઠંડે કલેજે જોયાં કરતો હતો. એવામાં ત્હેની પાછળના ઝાડમાંથી ગુલબાનું

ફરતી ફરતી નીકળી અને દારાશાને જોઈને તે ચમકી. ત્હેની પાસે ગઈ અને બેઠક ઉપર બેઠી ત્યારે જ દારાશાને ત્હેના આગમનની ખબર પડી ત્હેણે તરત ઉઠવા માંડયું.

" દારાશા જરા બેસશો ? ત્હેણે નમ્ર સ્વરથી માગણી કરી તે એકદમ પાછો બેઠો.

" આ વાત મ્હેં સાંભળી તે ખરી છે ?" ગુલબાનુંએ પૂછયું.

" હા, હા. ગમે તે પેપરમાં જોશો તો જણાશે. મ્હારી પાસે હવે કાંઇ જ રહ્યું નથી. અને હું મધ્યપ્રાન્તમાં જવાનો વિચાર રાખું છું."

" કાંઇ કારણ એટલે બધે દુર જવાનું ?"

" આનુ ત્હમને એ અનુભવ નથી એટલે જ ત્હમે પુછો છો. કારણ એટલું જ કે પૈસા કમાવા. હું એક વખત એવો પણ બેવકુફ હતો કે ત્હમારી સાથે લગ્નની ઉમેદ રાખતો હતો હવે મ્હારી ખાત્રી થઈ છે કે જે થયુ તે સારૂં થયું!"

"એમ માનવાનું કાંઈ ખાસ કારણ છે?" ગુલબાનુંએ પૂછયું.

" તમોને નહીં સમજાશે કે એક ફુટી બદામ પણ જે માણસની પાસે ન હોય તે લગ્ન કરીને શું કરવાનો હતો ?"

" ત્હમે મ્હને પરમ દિવસના જેટલા જ આજ પણ ચ્હાતા હો તો કદાચ ત્હમે મ્હને શું કહ્યું હતું તે સંભારી શકશો?"

"ચ્હાતો હોઉં?" દારાશા ઉશ્કેરાઇને બોલી ઉઠયો. "ચ્હાતો હોઉં?—આ સવાલ શું ત્હમને ઠીક લાગે છે?—મ્હારા મનની લાગણીઓ પણ પૈસાની સાથે જ જતી રહી એમ તમે માનો છો?"

" ત્યારે તો મ્હને લાગે છે કે ત્હમે મ્હારી સાથે લગ્નની માગણી કરી હતી, તે પણ તમને યાદ હશે જ."

" બેશક, એ વાત તો મ્હારા જિગરમાંથી કદિ પણ ખસવાની નથી."

" ઠીક ત્યારે, હવે ફરીથી એ માગણી મ્હને ક્હી સંભળાવશો ?" ગુલબાનુએ પૂછયું.

દારાશાએ ત્હેના મ્હોં સામું જોયું; પરન્તુ ત્હેના મુખ પરની ગુલાબી સુરખી તે સમજી શકયો નહિ.

" વ્હાલી ગુલ ! હું ત્હમને વ્હાઉં છું; મ્હારા જિગરથી પણ વધારે વ્હાઉં છું."

" ઠીક ત્યારે," ગુલબાનુએ સરળતાથી જવાબ દીધો. "હું પણ તમોને મ્હારા પૂરેપૂરા દિલથી વ્હાઉં છું."

## ખુશકારક ભુલવણી.

યાદદાસ્તના પુરાણા મંડપમાં લટકાવવાનું વળી બીજું ખુશકારક ચિત્રઃ—અને એવાં એવાં મનોહર ચિત્રો જેમ જેમ વધારે મળે, તેમ તેમ વધારે સારૂં !

એક ગરીબ કવિ—ગરીબ એટલે પૈસાની બાબતમાં, બુદ્ધિમાં તો નહિં જ !–કારણ ત્હેની કવિતા વાંચીને તો એક યુવાન ખૂબસુરત વિધવા ત્હેની સાથે પ્યારમાં પડી લગ્ન કરવાને આતુર બની ગઈ હતી ! આ યુવાન સુન્દરી કવિને પોતે વ્હાતી હતી એટલુંજ નહિં પણ ત્હેની ઉપર પોતાનો પ્રેમ અત્યંત છે એમ ત્હેને જાણવા પણ દેતી હતી.

હવે આપણા કવિને લગ્નની ધોંસરી પોતાની ખાંધ ઉપર મૂકવાનું કાંઈ જ કારણ નહિં હતું; તે ગરીબ હતો, અને ત્હેની ચોપડીઓના વેચાણમાંથી ઉપજતા પૈસા ત્હેનું પોતાનું પોષણ કરવાને પણ પૂરતા ન્હોતા; તો પછી ત્હેની સ્ત્રીનું ગુજરાન તો ત્હેમાંથી ચાલવાનું જ કયાંથી ? પરન્તુ તેય આ મોહિનીને ખરા દિલથી ચ્હાતો હતો અને ત્હેની સાથે લગ્ન નહિં કરૂં તો ગ્હારાથી હવે વધારે લાંબો વખત જીવી શકાશે જ નહિં, એમ એ માનતો હતો.

" વ્હાલી!" ત્હેણે કહ્યું, " હું જાણું છું, ત્હને મ્હારી સાથે લગ્ન કરવાનું પૂછવાનો મ્હને બિલકૂલ હક નથી. કારણ, મ્હારી હાલત તું જાણે છે. મ્હારે ગામમાં ઘર નથી, શીમમાં ખેતર નથી; અને ગજવામાં ફૂટી બદામ બી નથી !–તેમ મ્હને કોઇની પાસેથી આવક કે વારસો મળે તેમ નથી. પણ હું ત્હને તન અને મનથી, ખરા જિગરથી ચ્હાઇશ, ત્હારી સાથે વફાદારીથી વર્તીશ અને જ્યાં સુધી હું જીવતો હોઇશ ને મ્હારૂં શરીર ચાલશે ત્યાં સુધી ગમે તો હું ત્હારે માટે મજૂરી કરીશ પણ–જેમ તેમ કરીને–ગમે તેમ કરીને પણ,–જેટલું મળી આવશે તેટલાથી,–આપણે સંપસંપી આપણું ગાડું ગબડાવીશું. મ્હારી પ્રાણ ! જો ખરેખરો એકનેકી અને એકનિષ્ઠાભર્યો પ્યાર ત્હને સુખી કરી શકશે તો નિશ્ચય આખી જીંદગીભરમાં મ્હારી સાથે ત્હારૂં પાનું પડયા માટે ત્હારે કદીજ દિલગીર થવું પડશે નહિં, એટલું ખાત્રીથી માનજે. અને આપણે આસમાનનાં બુલબુલ અને જંગલનાં હરણિયાંની પેઠે રાત અને દિવસ આનન્દ–આનન્દ, ખુશબખ્તી અને દિલલગીની મોજમઝાઓમાં જ ગાળીશું. "

"મ્હારા પ્રિય જિગર!" તે યુવતીએ જવાબ દીધો: "મ્હારી પાસે પણ મ્હારા પોતાના થોડાક પૈસા છે—આશરે ત્રણુસોએક રુપિયાની વર્ષે દહાડે આવક થાય એમ છે; એટલે એ અને ત્હમે પેદા કરશો તે બન્ને મળીને—ન્હાનકડું ઘર, થોડું એક ખરચ, એટલું રાખી શકાશું અને અમનચમનમાં રહી આપણે કલ્લોલમાં જીંદગાની ગાળીશું."

"જીવનહાર!"

"મ્હારી પ્રાણ!"

આ રીતે રૂસ્તમ અને તેહેમિનાનું લગ્ન થયું; અને એમના કરતાં વધારે સુખી સ્ત્રી–પુરૂષનું કોઈ પણ યુગલ ભાગ્યેજ જોવામાં આવ્યું હશે. એક મહિનો પસાર થઇ ગયો જેમાં તેઓ રાત દિવસ એક બીજાની સાથે જ રહ્યા કરતાં. પણ એમની અરસપરસની પસંદગીમાં રજ પણ ખોડખાંપણ જણાઇ આવી નહિં. આપણો કવિ પોતાનાં જીવનની પ્રત્યેક પળ પોતાની પત્નીની સુખશાન્તિ માટે જ ગાળતો હોય એમ જણાતું અને તે યુવતી પણ ત્હેના પ્રત્યે ત્હેવા જ પ્રકારના માયાભાવથી વર્તતી હતી. તેઓ એક બીજાની સાથે એવાં તો અનુપમ માયાળુતા, પ્રીતિ, નમ્રતા અને વફાદારીથી ચાલતાં હતાં કે તેઓ ભોગવતાં હતાં ત્હેના કરતાં વધારે સુખની—સ્વપ્નમાં કે સ્વર્ગમાં પણ—ત્હેમને ઇચ્છા રહેતી ન્હોતી:

એક મહિનાની આખર તારીખે રૂસ્તમજી પોતાની ચોપડીઓ વેચનારની દુકાનેથી ઘેર આવ્યો; તે વખત ત્હેનું મ્હોં ઉતરી ગયેલું જણાતું હતું અને ઉંડા વિચારમાં પડી ગયેલો હોય એમ લાગતું હતું.

"શું છે? વ્હાલા!—આજ ત્હમે ગમગીન કેમ જણાઓ છો?" તેહેમિનાએ પાસે આવી પ્રેમભરી મૃદુ વાણીથી ત્હેને પૂછયું.

"પ્રિય તેહેમિ! મ્હેં ત્હને આવતે મહિને આણુ લઈ જવાનું કહ્યું" તું,—ત્યાંથી આપણે પ્રાચીન ગુફાઓ. જૂનાં તળાવો પુરાણાં દેવાલયો, ઐતિહાસિક ટેકરીઓમાં ફરવા જવાનાં હતાં—આ હા! ત્યાં કેવી ગમ્મત પડત?—પણ પેલું મ્હારૂં છેલ્લું કાવ્ય—તું જાણે છેરતો. આપણે ત્હેને કેવું મઝેદાર અને સુંદર ધારતાં હતાં તે—હજુસુધી બીલકુલ ખપતું નથી; બેકદર વાંચનારા હજુ ત્હેની કદર સમજ્યા જ નથી અને તેથી કોઈ તે લેતું નથી! એટલી તો મ્હારી ખાત્રી છે કે એ આખરે તો વખણાયા ને વેચાયા વગર રૂહેવાનું નથી; પણ હાલ તો આપણા પબ્લિશર (પ્રકાશક)ને ત્હેની છપામણી જેટલું પણ ઉપજેલું નથી."

ત્હેણે તેહેમિનાનો હાથ ખેંચી પોતાની છાતી સરસો દાબ્યો. ત્હેના કપોલપર એક મધુરું, પ્રીતિભર્યું ચુંબન કર્યું અને કહ્યું; "વ્હાલી! મ્હેં ત્હને છેતરી, ફસાવી કે ત્હારી સાથે દગાઇ કરી એમ તો તું નહિ ધારેને? મ્હેં ત્હને કહ્યું' તું કે મ્હારાં લખાણમાંથી સારી પેદાશ થશે—પણ—પણ"—

"મ્હારા પ્રિય પ્રાણ રૂસ્તમ!"—પત્નીએ પતિની પાસેથી દૂર ખસવા પ્રયત્ન કરતાં કહ્યું. "છટ! એવું ના બોલો. ત્હમે તો બીલકૂલ ખોટું જ કહ્યું નથી. ત્હમે તો જે હતું તે સાચેસાચું પ્હેલેથીજ કહી દીધું હતું. પણ વ્હાલા! મ્હેં—મ્હેં—ત્હમને ખરેખર છેતર્યા છે!"

"હેં? મ્હારા જિગર!—એમ બને જ નહિં."

"હા, મ્હેં જ ! વ્હાલા, મ્હેં ત્હમને કહ્યું ' તું કે વર્ષે ત્રણુસોએકની ઉપજ થાય એટલું મ્હારી પાસે છે; એમ મ્હેં ત્હમને ફરેબ દેવા કહ્યું હતું, જ્યારે હું જાણીતી'તી કે મ્હારી પાસે..."

"ઓહો ! એજ કે બીજું કાંઈ ?-હવે એ બાબત એક શબ્દ પણ વધારે નહિં. મ્હારી મધુરી ! ત્હારી પાસે પણ કાંઈ બી નહિં હશે તો ત્હેમાં બગડી શું ગયું ?—અરે ! તું જોજે તો ખરી, આપણે ગમે તેમ કરીને આપણું નિભાવી લઈશું અને પ્યાર અને આરામની લ્હેજતમાં જીંદગી ગાળીશું, આપણા ખરચ જોગું તો હું ગમે તેમ કરીને પેદા કરી શકીશ. બસ, વ્હાલી ! હવે એ બાબત કદિ દિલ પર લેતી જ નહિં. ત્હારી પાસે નથી, ત્હેમાં થઈ શું ગયું ? આપણાં બંનેના જિગર એક છે તો પછી પૈસા લૂંડી છે; માટે હવે સંભારતી જ ના.

"ઉડો નાદાન બુલબુલ ! રહો ગુલઝારમાં ના ના !"

આપણા કવિરાજ એક જાણીતી કવિતા લલકારવા મંડી પડયા અને ફિકરને દૂર કરી દીધી ?

"વ્હાલા ! ત્હમે એકવાર મ્હારૂં કહેવું જરા સાંભળો તો ખરા." તેહમિનાએ ત્હેને મ્હોંયે હાથ દઈ કવિનું ગાયન બંધ કરવા પ્રયત્ન કરતાં કરતાં કહ્યું.

પણ આપણા કવિ કોકિલને તો બેદરકારીના આસમાનમાં આ ફાની જીંદગાનીનાં તુફાનોનો બિલકુલ ડર હતો જ નહિ. ત્હેણે એક બીજી ગઝલ ગાવાનું શરૂ કરી દીધું.

"જિગરનો યાર જૂદો તો બધો સંસાર જૂદો છે,
"બધા સંસારથી આ યાર, બેદરકાર જૂદો છે !"

" વ્હાલા રૂસ્તમ ! " તેહેમિનાએ આગ્રહપૂર્વક કહ્યું. " મ્હારી વાત એકવાર સાંભળો તો ખરા. "

પત્નીની દ્રઢતાની અસર પતિ ઉપર થયા વિના રહી નહિં. કવિવરનું ગાયન બંધ પડયું.

" મ્હેં ત્હમને કહ્યું હતું કે મ્હારી પાસે નણુસોએકનાં વાર્ષિક આવક થાય એટલું છે; પણ તે વખત મ્હેં ત્હમને ખોટું કહી છેતર્યા હતા. આ કાગલ લ્યો. એ વાંચીને મ્હારી ઠગાઇ–ફરેબી કેટલી હતી, તે વિચાર કરો.."

તેહેમિનાએ રૂસ્તમના હાથમાં એક સાદુ કવર મૂકયું અને દુર એક ખૂણાની બારીએ જઇને પતિ તરફ આડી આંખે જોવા લાગી. તે પરબીડીયાના મથાળા ઉપર "ની બેંક" એ શબ્દો છાપેલા હતા અને તે તેહમિના શરનામે આવેલું હતું.

રૂસ્તમે જે કુવર જે ઉઘાડેલું હતું ત્હેમાં કાગળ બહાર કાઢવા જતાં એક ન્હાનો કાગળનો કડકો બેવડો વાળેલો નીચે પડયો. આવી જાણીતી પૈસાવાળી બેંકને મ્હોટો કાગળે મળતો નથી. એમ વિચાર કરતાં ત્હેણે તે ઉઘાડયો–તો તે બેંકનો મથાળે શિક્કો હતો અને તે નીચે ઉતાવળથી લખાએલા, છુટા પણ મરોડદાર અક્ષરોથી નીચેના ગેબી શબ્દો આલેખાયલા તેની નજરે પડયાઃ—

મિસિસ તેહમિના રૂ. કામા—

" ત્હમારા લગ્નને માટે મુબારકબાદી આપતાં તમને જણાવવાની રજા લઇએ છીએ કે, અમે તમારી સુચના પ્રમાણે તમારો હિસાબ ત્હમારે નવે નામે ચઢાવ્યો છેઃ આ કાગળની નીચે હાલ અમારે ત્યાં તમારી જે કુલ રકમ જમે છે તેનો આંકડો મુકેલો

છે, જેમાંથી તમારી મરજીમાં આવે ત્યારે તમે ગમે તેટલી રકમ ઉપાડી શકશો. અને ત્હમારૂં બીજું ફરમાન થતાં સુધી તમારા હુકમ મુજબ શેઠ રૂસ્તમજી કામાનો પણ સદરહુ રકમમાંથી કોઇ પણ રકમ માટેનો ચેક કબુલ કરીશું.

હું છું નમનતાઇ ભર્યો આપનો
જે. એસ.—કેશિઅર.

આજ તા. ૧ લી જુન ૧૯—ના રોજ ત્હમારી અમારે ત્યાં જમે રકમ રૂ. ૧૦૦૦૦૦ છે. "

"જે. એસ."

ત્હેણે આ કાગળ વાંચ્યો પણ કાંઇ સૂઝ પડી નહિં તે આંખો ચોળવા લાગ્યો અને ત્હેણે તે ફરીથી વાંચી જોયો.

"તેહમી ! હેં ! આ શું લાખ રૂપિઆ છે ? ત્હારી પાસે લાખ રૂપીઆ છે ?

" હેં ! ત્હમે–ત્હમે–કવિ–લેખક–વિદ્વાન થઇને ત્હમારાથી આટલો કાગળ પણ વાંચી સમજી શકાતો નથી–કે પછી મ્હારે આવીને સમજાવવું પડશે ?" પત્નીએ હસતે મ્હોંએ પાસે આવતાં કહ્યું; "આટલુંયે વાંચતાં આવડતું નથી તો કવિતાઓ અને પુસ્તકો શી રીતે લખતા હશો ?"

" પણ, મ્હારી મધુરી વ્હાલી !"

" હા, હા. વ્હાલા ! એ કાગળનો અર્થ એ થાય છે કે મ્હારે નામે બેંકમાં એક લાખ રૂપીઆ છે તે મ્હેં એવી રીતે જમે કરાવ્યા છે કે હવે આપણા બંનેમાંથી ગમે તે જઈને ત્હેમાંથી જોઇની રકમ ઉપાડી શકે. કહો પ્રિય ! હવે આપણે આબુ જઈ

શકીશું ખરૂં કની ? ત્યાં જઈશું, અને—અને.....પણ હા, હું ભૂલી ગઈ ! આ મ્હારી ફગાઇ ત્હમે ભૂલી જશો ? મ્હને માફી તો આપશોને ?"

રૂસ્તમે ત્હેને શી સજા કરી તે તો જણાવવામાં આવ્યું નથી; પણ લેખકે તો તે યુગલને ખુશાલીના પૂર બ્હારમાં હસતે ચ્હેરે, ઉમંગભર્યાં દિલથી, સ્વર્ગસુખની સોનેરી પળ અનુભવતું જોઈ ત્યાંથી રૂખસદ લીધી.

---

# સંગ્રહ પેટી.

## કરકસરથી બચાવેલું ધન નવું પેદા કર્યાં બરોબર છે.

કિશોરલાલ મુંબઈના એક મોટા કારખાનામાં નોકર હતો. તે બાવીસેક વર્ષનો એક યુવાન હતો; પરંતુ પોતાની હોંશિઆરીથી તેણે ચાલીસ રૂપીઆના માસિક પગારની જગો મેળવી હતી. તેનો બાપ તો તેને બચપણમાં મૂકીને મરણ પામ્યો હતો અને તેની મા પણ બે એક વર્ષ ઉપર, તેનું લગ્ન કર્યાં પછી તરત કોઈ લાંબી મુદતના અસાધ્ય રોગનો ભોગ થઇ પડી હતી. તેની સ્ત્રીનું નામ કમળા હતું અને તે એક સામાન્ય કુટુંબમાં ઉછરેલી હતી. કમળા પતિને ત્યાં આવી ત્યારે અઢાર વરસની હતી; પરંતુ એટલી નાની ઉમ્મરમાં તેણે પોતાના પીઅરમાં પ્રાપ્ત કરેલ કરકસરપણું, સુનીતિ, વગેરે સદ્‌ગુણોએ તેને એટલી તો મોટી મદદ કરી કે મુંબાઈ પતિગૃહે આવતાં તેના ઘરનું સઘળું કામકાજ ઉપાડી લેવામાં તેને જરા પણ મહેનત કે અગવડ નડી નહિ.

એટલું વળી ઠીક થયું કે કિશોરલાલને કમળા જેવી સ્ત્રી મળી હતી; કારણ એને તો—એ એકલો હતો ત્યારે પણ—પોતાના પગારમાંથી એક પાઇ પણ બચાવવી મુશ્કેલ થઈ પડતી હતી, એવી ખર્ચાળ એની પ્રકૃતિ અને ટેવો હતી.

થોડા વખતમાં પોતાના પતિની આવા પ્રકારની ખામી કમળાના જાણવામાં આવ્યા વિના રહી નહિ. કિશોરલાલ પોતાનો બધો પગાર દરમાસે ખરચી નાખે છે એમ જાણવામાં આવ્યાથી તેને મનમાં ક્ષોભ થવા લાગ્યો; કારણ કે તે જાણતી હતી કે સઘળા દિવસ કોઇના એક સરખા જતા નથી. આથી મુંબાઈ જેવા શહેરમાં પતિ–પત્નિમાંથી એકાદની તબિયત દૈવવશાત્ જો બગડે તો ત્હેવે વખતે ભારે મુશિબત નડે. કદાપિ પ્રભુ કૃપાએ શરીર આરોગ્ય રહે તો પણ થોડા વખત પછીપોતાના કુટુંબમાં વૃદ્ધિ થવાનો પણ સંભવ હતો અને વખતે પોતાના પતિની નોકરી આવા ખાનગી ખાતામાંથી બંધ થાય અથવા થોડા વખતને માટે અટકે, એવો પણ ભય હતો. આવે પ્રસંગે કાંતો ખરચ વધે અથવા આવક બંધ અગર ઓછી થાય; અને તેથી પગારમાંથી કાંઇ પણ બચાવી રાખ્યું ન હોય, તો તે વખત મહા વિપત્તિ આવી પડવાની ધાસ્તી થાય!

આથી તેણે એક દિવસ ફેરિયા પાસેથી એક નાની ટીનના પતરાની બનાવટની પેટી—નાનાં છોકરાંના રમકડા જેવી—વેચાતી લીધી અને કિશોરલાલની, ઘરમાં આવતાં, તેના ઉપર નજર પડે એવી જગોએ તે મૂકી.

"કેમ, આ શું લીધું છે?"—સંધ્યાકાળે કિશોરલાલ ઘેર આવ્યો અને તેણે મેડીમાં પેસતાંજ કમળાને પૂછ્યું.

"બાળામાં આ નાનું સરખું રમકડું વેચાવા આવ્યું હતું તે–"કમળાએ મોં મલકાવી જવાબ દીધો.

"પણ એને તું કરીશ શું?" તેણે બારીથી પૂછ્યું.

"હા, હું જરા હાથલાં સાથે બતાવું છું," તે સ્મિત કરતી બોલી. "ગજવામાં એકાદ પૈસો પડયો છે?"

કિશોરલાલે એક પૈસો કાઢીને આપ્યો. કમળાએ તે લઇ, પેટી ઉપરના પૈસા નાંખવાના નાના કાણામાંથી, અંદર નાંખી દીધો.

કિશોરલાલ ખડખડાટ હસી પડયો.

"ઓહો! હવે તો તું પૈસા ભેગા કરવા મંડી; કેમ કંજુસાઇ એ સદ્‌ગુણ છે?"

"ના, ના.–પણ કરકસર તો સદ્‌ગુણ છે જ. અને જો તમને બહુ અગવડ કે અડચણ ન હોય તો દરરોજ સવારમાં આ પ્રમાણે કરવાનું તમને હું પુછવાની હતી."

"હેં! દરરોજ એક પૈસો નાંખવો?"

"હા. મને નથી લાગતું કે એમાં તમને બહુ હરકત પડે."

"ના, ના. એકેકો પૈસો નાંખવો એમાં હરકત શાની પડવાની હતી?–એક પૈસો કાંઈ બહુ મોટી રકમ નથી. પણ આ પ્રમાણે જે રૂપીઆનો ઢગલો એકઠો થશે એનું શું કરવું ધાર્યું છે, તે તો કહીશને?"

"હા. તંગી વખતે કામમાં આવે."

કિશોરલાલ પાછો હસી પડયો.

"આમ દરરોજ એકેકા પૈસા લેખે વર્ષ આખરે કેટલો સંગ્રહ થશે?"

કમળાએ ગંભીરાઈથી જવાબ દીધો, "વર્ષ આખરે દરરોજ એકેકા પૈસા લેખે લગભગ છ રૂપીઆ જેટલી રકમ થાય. કેમ ખરૂં ને?"

"હવે, ચાલ. ગમે તે થાય. હિસાબ મરવા દે! આખો ફલાડો એની એજ ભાંજગડ ઓફિસમાંએ કરવી પડે છે; અને ઘેર પણ એનું એ?"

"પણ આમ કરવામાં તો તમને કાંઈ પણ વાંધો નથીને?"

"નારે ના. જરાએ નહિ. એક પૈસામાં એવું શું છે તે હું ના કહું? વળી તું ઓછી જ નાંખી દે છે? આ તો બચાવની વાત છે. મારે પણ કબુલ કરવું પડે છે કે એ ડહાપણ ભરેલી અને ઉપયોગી યોજના છે. પણ તું જાણે છે ને કે મારૂં મગજ એવી વ્યથાઓમાં ઉતરતાં કંટાળે છે."

"હા. એતો ખરૂં છે!" કમળાએ જરા હસી જવાબ દીધો.

આ યુવાન પત્નીએ શરૂ કરેલી યોજના બરોબર અમલમાં આણી. ધારેલું કામ શરૂ કરીને પછી થોડા દિવસમાં પડતું મૂકે, એ દુર્ગુણ જે ઘણાં મનુષ્યોમાં જોવામાં આવે છે, તેના પંજામાંથી એને નાનપણનાં શિક્ષણ અને અનુભવે બચાવી લીધી હતી. આ બાબતમાં પોતાની ધારણા તદ્દન સારી અને ઉપયોગી છે એમ નિશ્ચય કર્યા પછી તે તેણે શરૂ કરી હતી અને શરૂ કર્યા પછી તે પોતાનો ઉત્સાહ મંદ થવા દે અથવા પોતાની યોજના પૂર્ણ રીતે અમલમાં ન આણે, એવી એની પ્રકૃતિ ન હોવાથી તે તેમાં ઘણી સારી રીતે ફતેહ પામી.

દરરોજ તે પોતાના પતિ પાસેથી એક પૈસો લેતી અને પેટીમાં નાંખતી. વખતે છુટો પૈસો ન હોય તો દશુ પણ નાંખવાને ચૂકતી નહિ. કવચિત્ કવચિત ઘરમાં પૈસા થઈ રહ્યા હોય તે વખત તે બે આની અગર પાવલી પણ પેટીની અંદર નંખાવતાં આંચકો ખાતી નહિ અને જ્યારે કિશોરલાલ જરા વાંધો કાઢવા જેવું કરે ત્યારે હસતે મોંએ એવું કાંઈ કાંઈ બોલતી કે એનો બધો વાંધો સત્વર ઉડી જતો.

કોઈ કોઈવાર કિશોરલાલ તેની સંગ્રહપેટી અને કંજુસાઈની મશ્કરી કરતો, પણ એ બધું હસતે મોંએ, જવાબ દીધા વિના સહન કરતી. આથી કિશોરલાલ શાંત પડતો અને દરરોજ પેટીમાં પૈસા પડવામાં કદી અડચણ આવતી નહિ. વળી ખરી રીતે આમ એક પૈસો જ કમળાના આ સંગ્રહમાં પડતો નહોતો. કિશોરલાલ તેને લૂગડાં વગેરેને માટે સારી રકમ પ્રતિવર્ષ આપતો હતો; કમળા ઘણે થોડે ખરચે લગડાંલત્તાંનું સઘળું કામ પતાવી, બનતી રકમ બચાવી તે પણ સંગ્રહપેટીમાં નાંખતી.

આ સઘળી કરકસર ઉપરથી હિસાબ ગણતાં તેને જણાયું કે, 'હું પણ દરરોજના એક પૈસા જેટલી વાર્ષિક રકમ આ સંગ્રહમાં ઉમેરી શકીશ'–પરંતુ આ સઘળું કિશોરલાલને નહિ જણાવતાં, કોઈક વખત પોતાના સંગ્રહની એકઠી થયેલી રકમથી તેને આશ્ચર્ય પમાડવાનો તેણે નિશ્ચય કર્યો.

દર માસની છેલ્લી તારીખે આ ટીનની પેટી ખાલી કરવામાં આવતી અને કમળા તેમાંના એકઠા થયેલા સંગ્રહને પોસ્ટ ઓફિસની સેવિંગ્ઝ બેન્કમાં સાધારણ વ્યાજે મૂકી આવતી; આ

રકમમાં પોતાનો પતિ જે તેને હાથ ખરચીને માટે વારંવાર નાની મોટી રકમો આપતો તે તથા એવી બીજી પરચુરણ મળીને જ્યાં સારી રકમ થતી કે કમળા, જેનામાં કામકાજની સારી માહિતી તથા હોંશિયારી હતી તે વધારે સારૂં વ્યાજ ઉપજે એવી રીતે એકઠાં થયેલાં નાણાંની વ્યવસ્થા કરતી. આ પ્રમાણેની તેની ગોઠવણ વિષે તો તેનો પતિ તદ્દન અજ્ઞાત હતો. તે આનંદી, બેદરકાર, ભલો માણસ હતો, અને આવતી કાલની વાત તે વખત થઈ રહેશે એમ માની ભાવિષ્ય વિષે જરા પણ વિચાર દૃષ્ટિ ફેંક્યા સિવાય વર્તમાનમાં જ નિરાંતે મઝા મારી લેવી, એવી વૃત્તિઓ તેનામાં દૃષ્ટિગોચર થતી.

આમ ને આમ આઠેક વર્ષ—નિરાંત, સુખ અને આરામ ભર્યાં—વહી ગયાં! તબિયત સુખ શાંતિમાં રહેતી હતી અને બંનેનો પ્રેમ પરસ્પર એવો ને એવો સુદૃઢ હતો. કમળાને કાંઈ પણ ફરજંદ થયું ન હતું, તેમ તે બાબતની—સામાન્ય જનમંડળમાં જોવામાં આવે છે એવી—જરા પણ ચિંતા કે આપત્તિ આ પતિપત્નીને હતી નહિ. અને જો કે કિશોરલાલનો પગાર પચાસ રૂપીઆ થયો હતો તોપણ—તેને માથે કાંઈ દેવું થયું નહોતું તેમ—તેની પાસે કાંઈ પૈસા એકઠા થયો નહોતો. આઠ વર્ષની આખરે હિસાબની ચોપડી જોતાં આઠ પાઈ શીલક રહેલી માલમ પડી.

“આહા! સરભર ચાલ્યું આવતું લાગે છે!” તેણે કમળા તરફ હસતે મોંએ ફરીને કહ્યું. “હજી હું દેવામાં ઉતર્યો નથી એટલો તો હોશીઆર છું જ. પણ તેં તો કદાચ મોટી રકમ એકઠી કરી હશે?”

"કેટલી મોટી?" તે પત્નીએ પૂછ્યું.

"હં! વખતે સોએક રૂપીઆ પણ હોય! પણ સો રૂપીઆ એકઠા કરવાને તો બહુ પૈસા જોઇએ."

કમળાએ મ્હોં મલકાવ્યું. પરંતુ તેણે આ બાબતનો જરાએ ખુલાસો કરવાની વૃત્તિ બતાવી નહિ.

આમને આમ સરભર ખાતું વળી બીજાં અનેક વર્ષ ચાલ્યું. એવામાં સને ૧૮–નું 'શેર'ની ગાંડાઇનું વર્ષ આવી પહોંચ્યું! આ તો વખત જેમની સ્મૃતિમાં હશે તેમને તો ખબર જ છે કે દરેક ધંધાનો તથા દરેક પ્રકારના કારખાનાને તે વખતે સખ્ત ધોકો લાગ્યો હતો અને એમાં કિશોરલાલના કારખાનાને પણ આ અસાધારણ વ્યાપારની "મંદી" ની અસર થઈ.

એક સાંજે તે ખરેખરો વિચારનિમગ્ન ઘેર આવ્યો;—આવું ચિંતાશીલ પણાનું ચિન્હ તેના ચહેરા ઉપર ક્વચિત જોવામાં આવતું.

કમળાને વખતની બારીકીની ખબર હતી, અને પોતાના પતિના ધંધાને પણ આવી હાડમારીના સમયમાં સખ્ત જોખમ લાગશે એમ તે ધારતી પણ હતી.

"શું છે–કાંઈ નવા જુનુ થયું છે?" તેણે જરા સ્મિત કરીને પુછયું.

"હા. જરા એમ છે ખરૂં. આપણે હવારે કરકસરથી ખર્ચ કરવું પડશે.

"કારખાનામાં ધંધાને કાંઇ જોખમ લાગશે એમ જણાયછે?"

" હું તો ધારું છું કે થોડા વખતમાં ધંધાને એક જબરો ધક્કો લાગશે. હમણાં થોડાક વખત સુધી મને અડધો પગાર મળશે તે પણ વખત જતાં બંધ થવાની વકી છે. તને ખબર નહિ હોય કે બધી જાતના કામને 'શૅર મેનિયા' (શેરની ગાંડાઇથી) કેટલું નુકશાન થયું છે ?"

" હા, મને એ બધી બાબતની ખબર છે" કમળાએ સ્વસ્થ ચિત્તથી જવાબ દીધો. " હું પેપરો બરાબર વાંચું છું. એટલે આવા પ્રકારની વાત લક્ષ બહાર જતી રહેવાનો સંભવ ઘણો જ થોડો છે. અને હું એ કારખાનાને વહેલું મોડું પણ જોખમ લાગશે એમ ધારીને જ બેઠી હતી. "

" ત્યારે તને લાગે છે કે આપણે આપણું ખર્ચ અર્ધું કરી શકીએ ?" કિશોરલાલે અનિશ્ચિત અવાજથી પૂછ્યું.

" હા. હું ધારૂં છું કે તેમ કરવું મુશ્કેલ નથી. આપણા બંને જણને પૂરતાં કપડાં છે એટલે એકાદ વર્ષ સુધી તો એક પણ નવું કપડું લીધા સિવાય ચાલશે. આથી જાણે એક મોટું ખર્ચ તો ઓછું થશે અને પછી તમે વખતો વખત મારે માટે કાંઇ સારી નવી નવી વસ્તુઓ જુઓ છો અને તે લાવો છો એ બંધ કરશો. એટલે આપણે સાદાઇથી સારી રીતે રહી શકીશું, અને સ્વાદિષ્ટ ખોરાક પાછળ કાંઇક ખર્ચ ઓછું કરીશું, એટલે તમારા અર્ધા પગારમાં ખર્ચ નભી રહેશે. વળી સાદા ખોરાકથી શરીર પણ વધારે તંદુરસ્ત રહેવાનો સંભવ છે. "

" તું પણ જબરી હિસાબી મગજવાળી છે હોં !" કિશોરલાલે મનમાં વધારે સ્વસ્થતા પામી કહ્યું: " તેં કહ્યું એ ઉપરથી

તો એમ લાગે છે કે અર્ધા પગારથી કામ ચલાવી લેવું એટલું બધું અઘરૂં થઈ નહિ પડે હમણાં તો ચાલશે પણ "તેણે પાછું વિચારમય મુખમુદ્રાથી કહ્યું—" પણ પાછળથી જો કદાચ કામ સમુળગું બંધ પડે તો શું કરીશું ?—એમ થાય તો તો મને પણ નથી લાગતું કે તું આપણું ખર્ચ પગાર સિવાયજ ચલાવી શકે.

" ના. ના. એટલું બધું કરવું એ મ્હારી શક્તિની પણ બ્હાર છે." કમળાએ હસીને જવાબ આપ્યો. " પરંતુ એમ થાય તો પણ ખાસ ચિંતાનું કારણ નથી. તમે આપણી સંગ્રહ પેટી ભૂલી ગયા?"

" અરે! એ તો મને સાંભરી નહિ. " કિશોરલાલે કહ્યું. પણ ત્હોયે શું થયું ? એથી તો બહુ થાય તો વળી એકાદ મહીનો ખેંચી કઢાય. "

કમળાએ મોં મલકાવ્યું,

"પણ તમે શાથી જાણ્યું કે એકાદ મહિનામાં પાછું કારખાનું થાળે નહિ પડે !"

" હા. એ તો ખરૂં છે, " કિશોરલાલે કહ્યું. " મને પણ લાગે છે કે એકાદ મહિનામાં તો પાછું બધું ઠેકાણે પડશે. એટલે હવે એ બાબત લાંબી વધારે ફિકર કરવાની કાંઈપણ જરૂર નથી."

પરન્તુ તેની ફિકર આખરે ખરી ઠરી ! એકાદ માસમાં તો સઘળાં કારખાનાં બંધ થઈ ગયાં અને માણસોને અર્ધો પગાર પણ મળતો અટકી પડયો; સઘળા નોકરોને થોડા વખતને માટે ઘેર બેસવું પડયું !

જો કે આમ થશે એવી તેને ધારતી હતી તોપણ જ્યારે તે પ્રમાણે તાદશ થયું ત્યારે કિશોરલાલ પાછો નિરાશ અને ચિંતાશીલ થઇ ગયો. તેણે કમળાને આ વિપત્તિની સર્વ હકીકત કહી સમજાવી. "અને વળી તેમાં સહુથી મોટું દુ:ખ એ છે કે આવતા શિયાળા સુધી કામ ફરીથી ઉઘડે એમ લાગતું નથી." તેણે નરમ અવાજે કહ્યું.

"પણ તમને ખાત્રી છે કે શિયાળામાં કામ પાછું શરૂ થશે?" તેની પત્નીએ પૂછ્યું.

"હાસ્તો. ત્યાં સુધીમાં તો કામ ફરીથી શરૂ થયું જ જોઇએ. પણ આપણે ત્યાં સુધીમાં–પાંચ છ મહિના શું કરવું, એ બાબતની મને કાંઇ પણ સમજણ પડતી નથી."

"પણ, મને સમજણ પડે છે." કમળાએ શાન્ત મુખમુદ્રાથી ઉત્તર દીધો.

"તને!" તેનો પતિ આશ્ચર્યથી બોલી ઉઠ્યો.

"હા. તમારી વાર્ષિક ઉપજ છસેં રૂપીઆ કરતાં તો વધારે ન હતી. એટલે મને લાગે છે કે આપણે અઢીસો ત્રણસો રૂપીઆમાં છ એક મહિના તો સારી રીતે નભાવી શકીશું.

"હા, હા. એ તો સાચું છે. પણ એટલા બધા રૂપીઆ લાવવા ક્યાંથી? મારો દેવું તો કરવાનો વિચાર નથી; અને કદી તેમ કરવાનું ધારું તો પણ મને તેટલા રૂપીઆ ધીરે કોણ?"

"સારે ભાગ્યે તેમ કરવાની કાંઇ જરૂર નથી." કમળાએ જવાબ દીધો. "તમે પાછી આપણી નાની સંગ્રહપેટી ભૂલી ગયા લાગો છો."

"પણ એમાંના પૈસાના બસો અઢીસો રૂપીઆ થયા છે?" કિશોરલાલે આશ્ચર્ય પામતાં પૂછ્યું.

"હા. અને બીજા છસેં રૂપીઆ!"

"તું મશ્કરી કરે છે?"

"જરા ઉભા રહો એટલે તમારી ખાત્રી કરી આપું."

કમળાએ પોતાની પેટી ઉઘાડી અંદરથી એક બે બેંકની ચોપડીઓ કાઢી લગભગ નવસેં રૂપીઆ જેટલી રકમ કિશોરલાલને બતાવી.

"હું! ખરૂં કહે છે કે તું પીએરથી કાંઈ સારી રકમ ન હોતી લાવી.?" તેણે પૂછ્યું. "ખરે! નિત્યના એકેકા પૈસાથી તો આટલી મોટી રકમ એકઠી નહિ જ થઈ શકી હોય!"

"ના. પણ નિત્યના એ પૈસા અને વખતો વખતની નાની મોટી વધારાની રકમોના સંગ્રહનું આ ફળ છે. મને લાગે છે કે હવે તો આપણે છ એક મહિના ખેંચી કાઢી શકીશું, કેમ, ખરૂં કની? " કમળાએ આંખોના મસ્તીખોર ચાળા કરી, હસી પડતાં કહ્યું.

"ખરેખર! આ સઘળું તારા ડહાપણનું અને શાણપણનું પરિણામ છે! કિશોરલાલે આભારની દૃષ્ટિથી તેની સામું જોઈ જવાબ દીધો.

કિશોરલાલવાળું કારખાનું વસંતઋતુમાં પાછું ઉઘડયું, કામ તાજું થઇ બરોબર ચાલવા લાગ્યું. અને તેનો પહેલાંનો પગાર પાછો તેને મળવો શરૂ થઇ ગયો. કમળાના સંગ્રહમાંથી ફક્ત ત્રીજા

ભાગની રકમજ ખર્ચાઈ હતી. અને હવે કિશોરલાલ પણ તેમાં વધારો કરવાને કમળા કરતાં કાંઈ ઓછો ઉત્સુક નહોતો.

આ પછી કેટલાંક વર્ષો વહી ગયાં છે. પેલી નાની સંગ્રહપેટી હજી પણ એની એ જગોએ છે, અને હવે કમળા નિત્યના બે પૈસા લેવાને ચૂકતી નથી. ઉપરાંત કિશોરલાલ પણ પ્રતિ માસે તે સંગ્રહમાં પોતાના પગારમાંથી દસ રૂપીઆની રકમ ઉમેરતો રહે છે. તેથી કમળાને થોડા વખત થયેલાં બે બાલકો એક પુત્ર અને પુત્રીનાં ભવિષ્યનાં ખર્ચા પણ તેમાંથી ઘણી સારી રીતે નીકળી જશે, એમ આશા રાખી શકાય છે.

---

# સોર્ટી (લૉટરી) ની ટિકીટ.

## જુગટું નહિ તો બીજું શું?!

યુવાન જગજીવન એક પ્રમાણિક અને હોંશિયાર કારીગર હતો અને પોતાની સ્ત્રી લલિતાની સાથે આનંદમાં જીંદગી ગાળી કાઢવી તથા આડોશી-પાડોશીમાં સારા ગણાવું, એજ તેની આશાઓની પરિસીમા હતી. તેણે પોતાને સારૂ એક નાનું ઘર બંધાવ્યું હતું અને તેના ગીરો ઉપર લીધેલા રૂપીઆમાંથી પાંચસો રૂપીઆ આપવાના બાકી હતા, પણ આ રકમ જો તેની તનદુરસ્તી કાયમ રહે તો થોડાં વર્ષમાં આપી શકાશે, એમ તે ધારતો હતો. તેણે પોતાની આવક જાવકનો બરાબર હિસાબ રાખ્યો હતો અને ઉપરનું દેવું વાળવાને કેટલો વખત જોઇશે તે નક્કી કરી, ખંતથી પોતાના કામમાં મચ્યો રહ્યો હતો.

એક સાંજે વાળુ માટે ઘેર આવ્યો તે વખત જગજીવન કાંઈ મોટા વિચારમાં હોય એમ લાગતું હતું. લલિતાએ તેના ચિંતાશીલ ચહેરો જોઇ કારણ પૂછ્યું.

"કેમ આજ શું છે!" તે નમ્રતાથી બોલીઃ "મેં તમને આવી ગંભીર ચિંતામાં હમણાં કદી દીઠા નથી."

"ના, ના. કાંઈ નહિ. કાંઈ બહુ વિચારની વાત નથી." જરા અચકાઇને બોલતાં તે યુવાને જવાબ દીધોઃ "હું એક લોટરીની ટિકીટ લેવાનો ઇરાદો રાખું છું."

લલિતા તરત કાંઈ બોલી નહિ અને નીચું જોઈ પોતાના ખોળામાં ઉંઘતા બાળકના સુંવાળા વાળ ઉપર હાથ ફેરવવા લાગી. પરંતુ તેના મોં ઉપર આવી ગયેલી છાયાને લીધે જાણે તે કાંઈ ઉંડો વિચાર કરતી હોય એમ જણાતું હતું.

આખરે તેણે પોતાના પતિના મોં સામી અર્ધદૃષ્ટિ નાંખી, બીતી હોય એમ જોઈ પૂછ્યુંઃ–તેની કીંમત શી બેસે છે?"

"દસ રૂપીઆ." જગજીવને પોતાના મનમાં પણ બરાબર વિશ્વાસ બેસતો નહોતો છતાં બેદરકારી જણાવી ઉત્તર આપ્યો.

"અને તમે તે વેચાતી લેવાનો ઠરાવ કર્યો છે?"

"હા. હું ધારૂં છું કે એમાં કાંઈ હરકત જેવું નથી. તારો શો અભિપ્રાય છે?"

"જો તમે મારો મત પૂછતા હો તો હું કહું છું કે એ વેચાતી લેવામાં કાંઇ લાભ નથી."

"પણ લાભ કેમ નથી?"

તે પત્નીએ અચકાતાં અચકાતાં જવાબ દીધોઃ–"ઘણાં કારણોને લીધે–" પોતાના પતિને ગુસ્સે કરવા અને પોતાના કહ્યા

પ્રમાણે નહિ ચાલે એવા ફિકરથી એકદમ પોતાનાં કારણો બોલી ઉઠવા તે ખુશી નહોતી. "પહેલું તો એ કે બધી સોર્ટીઓની રીત જ મને પસંદ નથી અને બીજું, તેના જોખમમાં ઉતરીને તેમાં ભરવા જેટલા પૈસા, આપની પાસે છે નહિં."

"પણ ઇનામો તરફ તો જો!" જગજીવને પોતાના ગજવામાંથી એક જાહેર ખબર કહાડી કહ્યું:–"આ પહેલું ઇનામ લાખ રૂપિયાનું છે, બીજું પચીસ હજારનું, ત્રીજું દશ હજારનું અને એ પ્રમાણે ઉતરતી રકમોનાં બીજાં ઇનામો બહુયે છે. મારા મનમાં કાંઇ એમ પ્રેરણા થઈ આવી છે કે મને મોટું ઇનામ મળશે ને મળશેજ! અને પછી તું વિચાર કર કે આપણા ગિરેના રૂપીઆ આપી દેતાં પણ કેટલી મોટી રકમ આપણી પાસે રહેશે? આપણે વધારે સુખશાંતિ ભોગવી શકીશું અને વખતે હું માંદો પડયો તો પણ તારી ફિકર તો પછી મને રહે નહિં ને?"

તે યુવાન ઘણા ઉત્સાહ અને ખાત્રીથી બોલતો હતો. પરંતુ તેની પત્નીના ચહેરા ઉપર શોકની છાયા હતી.

"મને લાગે છે કે, આપણને ઇનામ મળવાનો સંભવ બહુ થોડો છે." તેણે જગજીવન પાસેથી જાહેર ખબર લઈ જોતાં જોતાં કહ્યું:–અહીં તો હજારો ટિકીટો વેચાવાની છે." પોતાનું બાળક તે જાહેરખબર ખેંચી લેવા પ્રયત્નો કરતું હતું–તેને શાન્ત કરી, તેણે જાહેરખબર આઘી મૂકી. અને બોલી પૈસા જવાનું જોખમ મ્હોટું છે.

"ભલે ત્યારે જોખમ તો જોખમ! મારો વિચાર તો એક ટિકીટ ખરીદવાનો થાય છે." જગજીવને પાછી તે જાહેરખબરનાં મોટાં ઇનામો ઉપર એકવાર દૃષ્ટિ નાખી કહ્યું:–"જોને! પેલા હરિશંકરને ગયે વર્ષે પાંચ હજાર રૂપીઆનું ઇનામ મળ્યું હતું."

લલિતાએ પહેલાં કરતાં વધારે ઝડપથી ઉત્તર દીધોઃ—"હા, મને તે ખબર છે અને પૈસાનું શું થયું તે તમે જાણો છો ને? તેણે તે બધો પૈસો એશઆરામમાં ઉડાવી દીધો. ખરેખર, **પ્રમાણિકપણાથી ઉત્પન્ન કરાયેલા પૈસા સિવાયનો બીજો બધા પ્રકારનો પૈસો આપણા સુખમાં કાંઇ પણ વધારો કરી શકતો નથી અને તેથી નકામો છે; એટલું જ નહિ પરંતુ દુઃખરૂપ છે.** "

" પ્રમાણિકપણાથી ?" તે યુવાને પુછ્યું.—" સોર્ટીમાંથી એકાદ ઇનામ આપણને મળે તો તે અપ્રામાણિક રીતે મેળવ્યું કહેવાય ?"

"હા, ધારૂં છું કે તેમજ કહેવાય." તેની પત્નિએ નરમાશથી પરંતુ ખાત્રી ભરેલી રીતે જવાબ દીધો. "**નશીબ ઉપર આધાર રાખતી સઘળી વસ્તુઓ, જે એવા પૈસા મળવા ઉપર આધાર રાખે છે. તે બધી અપ્રમાણિક છે. તમને લાખ રૂપીઆનું ઇનામ મળે તો તમે નવહજાર નવસો અને નવ્વાણું માણસોને તેમના દરેકના દશ દશ રૂપીઆ લુંટયા અથવા તો કાંઇ પણ બદલો આપ્યા સિવાય લઇ લીધા ! તેમાં શું ખોટું છે?** આથી સોર્ટી એક પ્રકારનું જુગટું નહિ તો બીજું શું ?"

" ના, ના. ના તું તો બહુ ઉંડી ઉતરે છે. જગજીવન બોલી ઉઠયો. " આખી દુનિયાથી તું આ વાતમાં જૂદું જ માનતી લાગે છે !"

" કદાચ તેમ પણ હોય. પરંતુ મને તો ખરેખર તે તેમ જ લાગે છે. અને ઘણા માણસો મારા જેવું ધારતા પણ હશે.

લલિતા બોલી ઉઠી. " જે ઇનામ તમને મળે તે બીજા ઘણાનું જાય છે; અને કદાચ એમ પણ બને કે તમારા કરતાં વધારે ખરાબ સ્થિતિવાળાઓનેય એવું નુકશાન થાય. મારો મત તો એ છે જે હું તો ટિકિટ ન લઉં. આપણા **પ્રામાણિક ઉદ્યોગની કમાણી ઉપર રહીશું તો આપણે વધારે સુખી થઇશું એ નક્કી છે, ખોટી રીતે મળેલો પૈસો પોતાની સાથે દુઃખ અને કલેશ લેતો આવે છે.** "

જગજીવનની ખાત્રી ઓછી થતી હતી, પોતાની પત્નીનાં કારણોને દેવાનો જવાબ તેને જડતો ન્હોતો, અને ખરેખર પોતાના અંતઃકરણથી પણ તે કાંઈ ઉત્તર દઇ શકે તેમ નહિ હોવાથી તે વાત તેણે પડતી મૂકી પણ તે યુવાન પોતાના હૃદયમાંથી તે લોટરીની મોહિનીને ખસેડી શકતો નહોતો. બીજો આખો દિવસ તેનું મગજ "ઇનામો"થી ભરપુર હતું, અને કામ કરતે કરતે પણ "લાખ રૂપીઆ, પચીસ હજાર વગેરે"નું મનમાં રટણ કર્યા કરતો હતો.

બીજે દિવસે રાત્રે જ્યારે તે ઘેર ગયો ત્યારે પોતાની જાતને જે ફિકર ચિંતામાં નાંખી હતી તેનું ને તેનું જ તે મનન કરવા લાગ્યો. આથી તેના મન ઉપર એટલી બધી અસર થઇ કે જ્યારે જ્યારે સોર્ટીનો વિચાર કરતો તે તે વખતે તે સોના તથા રૂપાના ઢગલા સિવાય બીજું કાંઇ જોઇ શકતો નહોતો. ટુંકામાં આખરે જગજીવને એક ટિકીટ ખરીદવાનું નક્કી કર્યું, અને ગીરો વાળવાને એકઠા કરેલા સાઠ રૂપીઆ જે પેટીમાં રાખવામાં આવ્યા હતા તેની પાસે ગયો. તાળાનો કપરો–કડક–તીક્ષ્ણ અવાજ થયો

અને તે પેટીનું ઢાંકણું ઉઘાડતાં ગભરાયો. તેણે લલિતા સામું જોયું અને તેનો ચ્હેરો ચિંતાશીલ જણાયો.

" મને ખાત્રી છે કે મને એક ઇનામ તો મળે; " તેણે પોતાનું ફીકું લાગતું મ્હોં મલકાવવાને પ્રયત્ન કરતાં કહ્યું.

તેણે દશ રૂપીઆનું નોટ પેટીમાંથી લઇ પોતાના ગજવામાં મૂક્યું; તેની પત્નિ કાંઇ બોલી નહિ. પોતાનો શોક સંતાડવાને તે પોતાના બાળકને રમાડતી હતી કારણ કે આ બાબત વધારે બોલવા અથવા કલેશ કરવા તે રાજી નહોતી. તેણે પોતાના પૈસા એકઠા થતા જોયા હતા અને તે તથા તેનો પતિ આ સુંદર ઘર તેના ઉપરનું ગીરો ઉઠી જઇ પોતાનું થાય તે દિવસની આનંદથી રાહ જોયાં કરતાં હતાં; પણ જ્યારે તેણે પોતાના નાના સંગ્રહમાંથી દશ રૂપીઆ જતાં જોયા ત્યારે તેને કોઇ પણ મોટા દુઃખનું અનિષ્ટ સૂચન થતું હોય એમ લાગ્યું. ફરીથી પોતાના પતિના આ પગલા વિરૂદ્ધ તે બોલત. પરંતુ તે વિષયમાં એ ઘણો જ લુબ્ધ થઇ ગયેલો છે એમ જોવાથી, તેણે તે વાત ભાવિના હાથમાં રહેવા દીધી.

જગજીવનને ટિકીટ વેચાતી લીધાને એક અઠવાડીઉં થઇ ગયું હતું; પરંતુ તેટલા વખતમાં પણ તે યુવાનને એક ઘડીનું પણ ખરૂં સુખ મળ્યું નહોતું. તે આશા અને ત્રાસની વચ્ચે ઝોકાં ખાતો હતો અને તેના મનની સઘળી શાન્તિ ગઇ હતી.

આખરે સોર્ટીનું પરિણામ જણાવવાનો દિવસ આવી પહોંચ્યો. જગજીવન સોર્ટીની ઓફિસમાં ગયો તે વખત ખબર પડી કે પરિણામ બહાર પડયું હતું અને ઇનામોનું લીસ્ટ ભીંત ઉપર

ચોઢયું હતું. તેણે બીજાઓ પોતાનો ચહેરો ન જોઈ શકે એવી રીતે ઉભા રહી આખું લીસ્ટ વાંચી કાઢયું. ફરી ફરીને જોયું પરંતુ પોતાની ટિકીટવાળો નંબર જણાયો નહિ!—તે તે તેમાં નહોતો. આથી તે ઓફીસમાંથી ખરેખરો દુઃખી થઇને ઘેર પાછો ગયો. જે દશ રૂપીઆ તેણે ખોયા હતા, તે બચાવતાં ખરા પરસેવાની મહેનતનો એક આખો મહીનો લાગેલો હતો તેથી તેની ખોટ તેને ઘણી સખત લાગી.

જ્યારે રાતે ઘેર ગયો ત્યારે તેણે પોતાની પત્નીને તે નુકશાનની વાત કરી; પરંતુ તણે તેનો જરા પણ વાંક કઢયો નહિ. તેણે માત્ર તેને કહ્યું કે, “ આ મળેલી શીખામણ મોંઘી છે, પરંતુ આખી જીંદગી સુધી નહિ ભૂલાય એવી છે.”

પણ તેથી જગજીવન સંતોષ પામ્યો નહિ તે પોતાના નુકસાનનું ધુંધવાતા ગુસ્સાથી મનન કર્યા કરતો અને આખરે તેના મનમાં વિચારો આવવા મંડયા કે બીજાઓની જેમ પોતાને પણ એકાદ સારૂં ઇનામ મળવાનો સંભવ છે. હવે તેને એમ થવા માંડયું કે, મેં સોર્ટીમાં ભરેલા દશ રૂપીઆ પાછા મળે, તો હવે કદી પણ સોર્ટીની ટિકીટ લઉં નહિ આવી રીતે વિચારમાં ને વિચારમાં રહેવાથી પોતાને થયેલું નુકશાન તે ખમી શકયો નહિ. તે ફરીથી એક વાર પ્રયત્ન કરવાનું ધારવા લાગ્યો અને આખરે તેણે તેમ કર્યું ત્યારે તે જંપ્યો. પરંતુ આ વખતે તેણે ટિકીટ લીધી તે વાત તેણે કમળાથી છાની રાખી. પરિણામ તો એનું એ આવ્યું અને પોતાની ટિકીટ ઉપર ફરીથી શૂન્ય આવ્યું!

‘વીસ રૂપીઆ ખોયા!’ એ ભયંકર વાક્ય તે યુવાન કારીગરના મગજને ઘુમાવવા લાગ્યું નક્કી મારે ઇનામ તો મેળવવું

જ. મને થએલું નુકસાન વળી રહે એટલે બસ; એકવાર ફરી ટિકીટ લઇ નશીબ અજમાવી જોવું અને તે પછી કદી પણ હું ટિકિટ લેવાનો નથી.

"હાર્યો જુગારી બમણું રમે !" એ કહેવત પ્રમાણે પોતાની નાની પુંજીમાંથી તેણે બીજા રૂપીઆ છાનામાના લીધા. ફરીથી ટિકીટ ખરીદી અને પાછું શલ્ય આવ્યું. આશરે ત્રણેક મહિનાને છેડે બધી પુંજી ખલાસ થઇ ગઇ. જગજીવનના ગજવામાં છેલ્લી ટિકીટ રહી હતી. આ ટિકીટ ઉપર કાંઇક ઇનામ પણ આવે-ખોયા એટલા રૂપીઆ પણ મળે. એવી પ્રાર્થનાઓ ઇશ્વરને તે કેટલા ભાવથી કરતો હતો? તે ચિંતાશીલ અને દુબળો થયો હતો. પરંતુ તેની ગરીબ, માયાળુ, વિશ્વાસ રાખતી પત્નિ તો માત્ર એટલું જ ધારતી કે દશ રૂપીઆ ખોયાને લીધે તે ફિકર કર્યા કરતો હતો જ્યારે તે તેને ચિંતા છોડી દેવા ઘણું કરતી ત્યારે તે હસતો અને વાતને નજીવી ગણી કાઢતો.

જગજીવનની છેલ્લી ટિકિટવાળી સોર્ટીનું પરિણામ જણાવવાનું હતું, તેને આગલે દિવસે લલિતાએ તેને કહ્યું—"શેઠનો મુનિમ આજ આવ્યો હતો. તેને મેં કહ્યું છે કે તમને કાલ રૂપીઆ આપી જશે."

"હા, ઠીક કર્યું" જગજીવને ગભરાતે અવાજે ઉત્તર દીધો. "હા, હું એને કાલ આપી આવીશ."

તે યુવાન પોતાની સોર્ટીની ટિકિટનું અને તેના ઉપર આવવાનું ઇનામનું સ્મરણ કરતો હતો આ તેનો છેલ્લો પ્રયત્ન હતો અને 'આ વખત તો ઇનામ મળ્યા વિના રહેવાનું જ નથી.' એમ તે ધારતો હતો.

બીજે દિવસ પણ આવ્યો અને જ્યારે જગજીવન રાતે ઘેર આવ્યો ત્યારે તેની પાસે એક પાઈ પણ રહી નહોતી ! તેનાં સઘળાં સુવર્ણ સ્વપ્નાં, તેને અંધકાર તથા નિરાશા અને દુ:ખમાં ડૂબાવી દઈ ઉડી ગયાં હતાં !

" કેમ પછી શેઠને ત્યાં રૂપીઆ ભરી આવ્યા ?" લલિતાએ પૂછ્યું.

જગજીવને હાથ ઉપર માથું મુકીને ડૂસકાં ભરવા માંડ્યાં. તેની પત્નીએ ગભરાઈને એકદમ પોતાના પતિની પાસે જઈ તેના ખભા ઉપર હાથ નાંખી માયા ભરેલી રીતે પૂછ્યું:—"મારા સમ મને કહો તો ખરા કે શું થયું છે ?"

તે યુવાને ક્ષીણ થઇ ગયેલા તથા ઉતરી ગએલા ચહેરાથી તેના સામું જોયું. તેના હોઠ ઉપરથી લોહી જતું રહ્યું હતું અને મૃત્યુ પામેલા મનુષ્યના મોં જેવી તેની મુખાકૃતિ થયેલી હતી.

" આ શું ?—એટલું બધું શું છે ?" તેની પત્નિ બોલી ઉઠી.

તેણે ઉત્તર દીધો: " જો આપણી પેટી—આપણા નાના ખજાનામાં તો જો ?" કમળા ઉઠીને તે લેવા ગઇ અને આવી ત્યારે તેના હાથમાં એક ખાલી પેટી હતી.

" ચોરી થઇ ?" તે બોલી ઉઠી. તેના પગ એટલા ધ્રુજવા લાગ્યા કે તેને જમીન ઉપર બેસી જવાની ફરજ પડી.

" હા, વહાલી !" તેના પતિએ જવાબ દીધો. "મેં ચોરી કરી છે. "

તે ગભરાયેલી પત્ની જગજીવનના મોં સામું વિચારશૂન્ય ચહેરે જોવા લાગી. પ્રથમ તે આનું કારણ એકાએક સમજી શકી

નહિ. પરંતુ ધીમે ધીમે તેને પોતાના પતિની કેટલાંક અઠવાડિયાંથી બદલાયેલી રીતભાતનું સ્મરણ થવા લાગ્યું; ઉંઘમાં પણ સોર્ટીઓ અને ટિકીટો, ઇનામો અને શબ્દો વગેરે વિષે બબડયા કરતો હતો તે તેને સાંભરવાથી ખરી વાત આખરે તેની નજર આગળ તરવા લાગી.

“ એ બધું મેં જ કર્યું છે. ” જગજીવને જ્યારે જાણ્યું કે પોતાની પત્નીને બધી વાતની ખબર પડી છે ત્યારે તેણે કહ્યું. “ બધું બધું સોર્ટીની લ્હાયમાં જ ગળી ગયું છે ! **લાલચરૂપી દૈત્યે મને ભુલાવ્યો. તેણે પોતાના હાથમાં સોનું રાખી મને કાંઇ આપ્યું નહિ એટલું જ નહિ પણ મારૂં હતું તે પણ તેણે છીનાવી લીધું !** હવે તું મને કાંઇ કહીશ નહિ ! તને ખબર નથી કે મને શી શી વેદનાઓ થાય છે, અને વ્હાલી મારૂં હૃદય કેટલું દુઃખી નિરાશ છે તે પણ તું જાણતી નથી. ઓ મારી વ્હાલી ! ઇશ્વરેચ્છાથી મેં તારૂં કહ્યું સાંભળ્યું હોત તો—!

“ હશે ! ” તે માયાળુ પત્ની તેના ગરમ કપાળ ઉપર હાથ ફેરવતાં બોલી:—“ જે થઇ ગયું તેની ચિંતા કરવી ન જોઇએ. આપણી ખરા પરસેવાની કમાણી આવી રીતે નાશ પામી એ સારૂં તો નથી, પણ ભાવિએ કદાચ આપણને તેટલું નુકશાન કરીને કોઇ ઘણાજ મોટા ભયમાંથી ઉગાર્યા હશે. મારા વ્હાલા ! હિંમત રાખો થોડા વખતમાં તો તે આપણે ભૂલી જઇશું.”

“ પણ શેઠ ગીરો બંધ કરશે અને આપણે ઘર વિનાનાં થઇશું.” તે યુવાન પતિએ ભાંગેતુટે અવાજે કહ્યું.

"ના, ના; ફિકર ન કરશો, વ્હાલા! હું એમને મળીશ." કમળાએ જવાબ દીધો. "એ વિષે જરા પણ ધાસ્તી રાખવા જેવું ન રહે તેમ કરીશ."

તેજ વખતે બાળક જાગી ઉઠયું, અને તેની માયાળુ માતા તેની સારવાર કરવામાં રોકાઇ, બીજે દિવસ બપોરે કમળાએ ત્રીસ રૂપીઆ પહોંચ્યાની શેઠની સહીની પહોંચ પોતાના પતિના હાથમાં મુકી.

"હપતો આપી દીધો:" તે બોલી, "અને હવે આપણે ગઇ ગુજરી વિસારી દઈ, ભૂલ્યા ત્યાંથી ફરીથી ગણો."

"પણ તે કેવી રીતે—આ રૂપીઆ કેવી રીતે ભરાયા?" જમનજીવને પહેલાં પ્હોંચ ઉપર અને પછી પોતાની પત્ની તરફ નજર ફેરવતાં પૂછયું.

"ગમે તેવી રીતે—તમારી મેજે ફિકર ના રાખશોને."

"પરન્તુ મારે ફિકર રાખવી જ જોઇએ. માટે મને કહે."

"ઠીક ત્યારે લ્યો, કહું છું. મેં મારાં કલ્લાં વેચ્યાં."

"અરે! એ શું કર્યું! કલ્લાં વિના ચાલશે?"

"હા. કારણ કે હું તે ગમે ત્યારે ફરીથી વેચાતાં લઈ શકીશ."

"કેવી રીતે—તે માણસ પાછાં નહિ વેચે તો?"

"પરંતુ મારા વ્હાલા! આપણે જ્યાં સુધી તે લેવાને શક્તિવાન થયા નથી ત્યાં સુધી મારે તો જોઇતાં નથી, તેની મારે જરૂર નથી. તમારે મને ઠપકો દેવો યોગ્ય નથી. જ્યાં સુધી આપણે અડચણ હેરાનગતિ ભોગવીએ, ત્યાં સુધી મને

**તે પહેરવાથી જરા પણ સંતોષને કાંઇ પણ સુખ થવાનું નથી."**

જગજીવને પોતાની પત્નીને છાતી સરસી ચાંપી અને તેનાથી પણ જરા સંભળાય એવી રીતે ઈશ્વરને પ્રાર્થના કરી. તેમાં આવી ભૂલ ફરીથી ન થાય અને નહિ થાય એવાં નિશ્ચયનાં મૂળ જણાતાં હતાં.

બે વર્ષ વહી ગયાં છે. જગજીવને પોતાના કામમાંથી એક પણ દિવસ ખોયો નહોતો. તે ખરેખર નિશ્ચય અને દૃઢતાથી કામ કર્યે જતો હતો અને તેથી શુભ પરિણામની ખાત્રી હતી.

તે એક શનિવારની સાંજે મોડા ઘેર આવ્યો અને વાળુ કર્યા પછી ગજવામાંથી એક કાગળ કાઢીને કમળાના હાથમાં મૂક્યો.

"જો આપણું ખતપત્ર." તેણે પોતાનો ચહેરો હર્ષથી પ્રફુલ્લિત થતાં કહ્યું:—"એની પાઇએ પાઇ આપી દીધી. હવે આ ઘર આપણું પોતાનું છે. મેં તેને માટે ખરા પરસેવાના પૈસા આપ્યા છે, તેથી હું ખરેખરો ખુશી થયો."

લલિતા પોતાના પતિની પાસે ગાદી ઉપર બેઠી અને પોતાનું માથું તેના ખભા ઉપર ટેકાવી મનમાં ગણગણી:—"કેવો ખુશીનો વખત? ઈશ્વરનો કેટલો આભાર માનવો?"

"ખરેખર, આ સાચા સુખની ઘડી છે." તે યુવાન બોલ્યો:—'તને સાંભરે છે, વહાલી! બે વર્ષ ઉપરનો દિલગીરીનો દિવસ તને સાંભરે છે?

તે પત્નીના શરીરમાં કમકમાટી થઈ, પરંતુ તે કાંઇ બોલી શકી નહિ.

તેના પતિએ કહ્યું:—હું કદીએ એ ભયંકર વખત ભુલવાનો નથી; અરે! હજી પણ હજારો મનુષ્યોને આડે માર્ગે લલચાવી જનાર એ રાક્ષસીના ફંદમાં હું જે વખત ફસ્યો હતો તે સાંભરીને મને તો કમકમાટી છુટે છે!"

"પણ તેની સર્વ ધાસ્તી આ સુખી જગમાં ભુલાઇ ગઇ છે." લલિતાએ મોં મલકાવી કહ્યું.

"તેની ભ્રાંતિ ભલે તો જતી રહે—ભુલાઈ જાય." જગજીવન બોલ્યો, 'પરંતુ તેનો મળેલો અનુભવ કદી પણ વિસરવાનો નથી. **તે દુષ્ટ રાક્ષસી સૃષ્ટિને એક અંધારી બાજુ પણ છે!** આ બાજુ જીવનઓથી. જ્યાં સુધી અનુભવ ન મળે ત્યાં સુધી. જોઈ શકાતી નથી.

"અને તેની બાજુઓ બધી અંધારી નથી?" તે પત્નીએ નમ્રતાથી પૂછ્યું. "**જો તેની આસપાસ ચળકાટ છે તો તે ઝાંઝવાના પાણી જેવો છે, જેથી ભૂલા પડેલા મુસાફરને ભય અને દુઃખમાંજ દોરાવાનો સંભવ છે.**"

"તું ખરૂં કહે છે. વ્હાલી! તું સાચું કહે છે. તું પહેલેથી તેમજ કહેતી હતી." તેણે પોતાની પત્નીને પ્રેમભર્યા મુખે કહ્યું:— "પતિઓ પોતાની સુજ્ઞ અને પ્રેમાળ પત્નીઓનું કહ્યું વધારે માનતા થાય, તો હાલ છે તેના કરતાં દુનિયાનું દુઃખ જરૂર ઓછું થવાનું એમાં કાંઈ સંશય નથી."



# ન્હાનકડો મહારાજ કુમાર.

---

## ( ૧ )

**શ્યામસુન્દર ટાગોર મહારાજા ટાગોરનો બીજો** પુત્ર હતો. તે **બ્રાહ્મ સમાજમાં** ભળ્યો હતો, એટલુંજ નહિં પણ એક ગરીબ ધર્મ પ્રચારકની પુત્રીની સાથે ત્હેણે લગ્ન પણ કર્યું! **મહારાજા** ટાગોરે ત્હેને લખી મોકલ્યું કે "ત્હારી મરજીમાં આવે ત્યાં રહે ને તારી ઈચ્છામાં આવે તેમ ચાલ; હવે તારે મ્હારે કાંઈ લેવા દેવા કે કોઈપણ જાતનો સંબન્ધ નથી. તું જ્યારથી ધર્મભ્રષ્ટ થયો ત્યારથી મ્હેં તો તારૂં 'સ્નાન'જ કરેલું છે." પરિણામ એ આવ્યું કે:—**શ્યામસુન્દર ટાગોરે** પત્ની સાથે કલકત્તામાં રહેવા માંડયું.

આ યુગલનો એકનો એક પુત્ર કુમાર સાત આઠ વર્ષનો હતો તેવામાં **શ્યામસુન્દરને** તાવ લાગુ પડયો; ધીમે ધીમે તે એવો તો માંદો થઈ ગયો કે કુમારને તેને મોસાળ મોકલી દેવામાં આવ્યો જ્યાં તે કેટલોક વખત રહ્યો. જ્યારે તેને પાછો ઘેર આણ્યો ત્યારે પોતાની માતાને કાળું વસ્ત્ર પ્હેરતી, સુકાઈ ગયેલી, અને ગમગીન ચ્હેરાવાળી જોઈ.

"મધુરી!" **શ્યામસુન્દર** પોતાની પત્ની **સરલાદેવીને** હમ્મેશાં '**મધુરી**' કહીને બોલાવતો હતો, જે ઉપરથી કુમાર પણ ત્હેનું એ નામ જ દેતો: "**મધુરી! પિતાજીને** હવે ઠીક છે? એમની તબિયત તો સારી છે ને?"

" હા, મ્હારા વ્હાલા ! એમને સારૂં છે, ઘણું સારૂં છે. પણ હવે આપણ એને બીજું કોઈ રહ્યું નથી, હોં. બીજું કોઇ જ રહ્યું નથી."

કુમાર બાળક હતો; તો પણ ત્હેને ધીમે ધીમે સમજણ પડી કે હવે પિતાજી પાછા આવવાના નથી.

( ૨ )

એક દહાડો મહારાજા ટાગોરનો દિવાન કાલીચરણ સરલાદેવીને મળવા આવ્યો. કુમારને તે ટાગોરનગર લઇ જવા આવ્યો હતો.

" સરલાદેવી ! મ્હારે તમને જણાવવું પડે છે,—જેને માટે હું ઘણો જ દિલગીર છું—કે મહારાજા સાહેબને ત્હમારી તરફ બહુ પ્રીતિભાવ નથી. ત્હેમની મરજી એમ ને કે પોતાના પૌત્રને ટાગોરનગરમાં પોતાની પાસે રાખવો. એમના બંગલાથી થોડે દૂર એક મઝેનું નાનું સરખું મકાન છે, તે ત્હમારા રહેઠાણને માટે ત્હમને આપવામાં આવશે; ત્હમારા ખર્ચખૂટણને માટે પણ તેઓ સાહેબ સારી રકમ આપવાનું જણાવે છે. ત્હેમની એક ખાસ શરત એટલી છે કે ત્હમારા પુત્રને ત્હમારે ત્યાં આવવા જવાની તો તેઓ રજા આપશે પરન્તુ ત્હમારે કદી પણ મહારાજા સાહેબને બંગલે આવવું નહિં. હું નથી ધારતો કે ત્હમને આ શરતો બહુ ભારે થઈ પડે."

" મ્હારા પ્રિય પતિને ટાગોરનગરમાં રહેવાનું ઘણું પસંદ હતું; અને તેથી મ્હારા બાળક પુત્રને પણ ત્યાં રહેવાનું બનતું હોય તો હું કોઈ પણ અંગત કારણને લીધે ત્હેમાં વિક્ષેપ નાંખવા ખુશી

નથી. મ્હારાથી એને દરરોજ મળી શકાતું હશે તો પછી મ્હને બીજી કાંઈની જરૂર નથી."

એવામાં કુમાર ઘરમાં આવ્યો અને આવતાં વાંત પોતાની મા તરફ દોડી જઇ ત્હેને ભેટી પડયો.

" આપણા ન્હાનકડા મહારાજકુમાર તે આ કે ? "

## ( ૩ )

દિવાન ગયા પછી સરલાદેવીએ કુમારને એક ઘણી નવાઈ જેવી વાત કહી." કુમારનો દાદો ટાગોરનગરનો મહારાજા ટાગોર, જે આખા બંગાળાનાં સઘળાં શ્રીમાન્ ટાગોર કુટુંબોમાં પણ મુખ્ય ગણાતો હતો, તે હતો; અને ત્હેના પછી ત્હેનો મ્હોટો પુત્ર શશિશેખર જે ઘોડા ઉપરથી પડી થોડા વખત ઉપર મૃત્યુ પામ્યો, તે જીવતો હોત તો મહારાજા તે થાત; અને ત્હેના પછી જે કુમારનો બાપ હયાત હોત તો તે થાત. પણ તે બંને ગુજરી ગયેલા હોવાથી, મહારાજા ટાગોરના મૃત્યુ પછી કુમાર મહારાજા થવાનો; અને હાલનો ત્હેનો ખિતાબ મહારાજ કુમાર હતો.

ન્હાનકડો મહારાજ કુમાર બીજે દિવસ સ્હવારમાં પોતાના વૃદ્ધ મિત્ર મધુરામ, જે કુમારના રહેવાના માળામાં નીચે ઓટલા ઉપર ગાંધીયાટાની પરચુરણ દુકાન માંડતો હતો, ત્હેને મળવા ગયો.

" સાહેબજી, કુમાર ! તબિયત કેમ છે ? "

" ઘણી સારી; સાહેબજી ! ત્હમારે શરીરે પણ ઠીક છે ને?– કહો મધુબાબુ, કાલે આપણે શી વાત કરી'તી તે યાદ છે?"

" હું, કાલે?–મ્હને લાગે છે કે આપણે રાજા રજવાડા વિશે વાત કરતા'તા; કેમ ખરૂં કેની કુમાર ! "

" હા. એજ. ત્હમે કહેતા' તા કે મ્હોટા ગમે ત્હેવા 'ધનંતર બડેજાવ' **રાજા મહારાજા** હોય તો ત્હેને પણ ત્હમે દુકાનમાં પેસવા દો નહિ."

" હા, હા. કુમાર! હું તો હજી પણ કહું છું. ગમે ત્હેવા **મહારાજા** હોયની, મ્હારી દુકાનની અંદર આવે જો!–પછી હું છું ને એ છે; દેખાડી આપું દેખાડી!"

" **મધુબાબુ**, ત્હમને ખબર છે, એક **મહારાજા** દુકાનની અંદર આવી ત્હમારી મગફળીઓની ગુણ ઉપર બેઠા છે તે?"

"હેં, શું લવે છે?"

"હા, હા. એક **મહારાજા**. હું **મહારાજા** છું કે હવે પછી થવાનો છું."

" માથું બાથું દુખે છે કે ચિત્તભ્રમ થયો છે?–તબિયત કેમ છે?"

" મઝેની. હું કહું છું તે ખરૂંજ છે."

" મ્હને લાગે છે કે આપણા બેમાંથી એકનું મગજ ઠેકાણે નથી."

" ના, ના. એમ કાંઇ નથી **ટાગોરનગરથી** અમારો દિવાન આવ્યો, તે કહેતો'તો. મ્હારા દાદાએ એને મોકલ્યો છે."

" વળી ત્હારો દાદો કોણ છે?"

" ત્હમને ખબર નથી?–**મહારાજા ટાગોર**."

" પણ કુમાર, તેથી ત્હને શું લાભ? ત્હારૂં નામ કાંઇ બદલાવાનું હતું?"

" દિવાન કહેતો'તો કે હું **મહારાજકુમાર** છું."

" દિવાન હેં! ત્હને **મહારાજકુમાર** કહેતો'તો?'

" હા. હા, મ્હને જોયો કે તરત એણે કહ્યું: 'આપણો ન્હાનકડો મહારાજકુમાર તે આ કે!"

" ભલા ભગવાન! હેં કુમાર! તું વળી મ્હોટા મહારાજા?"

(૪)

કુમારે કાલીચરણને પુછ્યું: "દિવાન! મહારાજા એટલે શું તે મ્હને ખબર નથી."

" ત્હમે નથી જાણતા?"

" ના. મ્હારા દાદા મહારાજ શી રીતે થયા તે મ્હને કહેશો?"

" મહારાજાની પદવી પ્હેલી ત્હમારા કુટુંબમાં દોઢસો વર્ષ ઉપર મળી હતી."

" હેં ત્હેને તો બહુ વખત થઈ ગયો! મહારાજાની પદવી મળે પછી તે શું કરતા હશે?"

" કેટલાક મહારાજા બહાદુર હોય છે, વિદ્વાન્ હોય છે,–"

" એમ કે! ત્યારે પિતાજી તો બહુ બહાદુર હતા એક દિવસ ત્હેમણે બે ઘોડા બગી લઈ ન્હાશી જતા'તા તે ઘણી મહેનતે અટકાવી, અંદર બે ત્રણ છોકરાં બેઠાં હતાં ત્હેમનો જીવ બચાવ્યો' તો, એમ આ માળામાં બધા વાતો કરે છે. અને મધુરી કહે છે કે એ બહુ વિદ્વાન્ હતા એટલુંજ નહિં પણ સરસ સરસ કવિતાયે બનાવતા."

" ઘણા મહારાજા પૈસાવાળા હોય છે—"

" હેં! ત્યારે તો બહું સારૂં, મ્હારી પાસે ઘણો પૈસો હોત તો કેવી મઝા પડત?"

" મધુરી કહે છે કે પૈસો હોય તો ઘણાં સારાં કામ થઈ શકે. જો હું પૈસાદાર હોત ને તો મધુરીને જાત જાતની સારી

સારી ચીજો લઈ આપત; અને વળી શંભુને...શંભુ ચોપડીઓ વેચે છે, બહુ મઝાનો છોકરો છે. મ્હારે ને એને તો ઘણા–ઘણા લાંબા વખતથી ભાઇબંધી છે."

"એમ કે?–પણ ત્હમે પૈસાદાર હોત તો એને શું કરત ?"

"મંગાથી એને છૂટો કરત"

"મંગો કોણ છે ?"

"મંગળ શંભુનો ભાગિયો છે; પણ ચોખ્ખો નથી."

"હેં ચોખ્ખો નથી?"

"ના. એ પૈસા ખાઈ જાય છે ને તેથી શંભુ એવો તો ચ્હીડાય છે?–હેં ભઈ! ત્હમે આખો દ્હાડો ચોપડીઓ વેચવાને બધા શહેરમાં ટાંટિયાતોડ કરો ને ત્હમારો ભાગિયો ત્હેમાંથી તફડાવી જાય તો ત્હમે પણ ના ચ્હીડાઓ?"

"અલબત્ત, મ્હને પણ ગુસ્સો આવે પણ ત્હમે ત્હમારે પોતાને માટે શું લો જો ત્હમે પસાદાર હો તો?"

"બધું ઘણુંયે! પણ હું પ્હેલ વ્હેલો ફુલમણીને થોડા પૈસા આપું."

"ફુલમણી કોણ છે ?"

"મ્હારી ખાસ દોસ્તાર છે. એને બિચારીને સાત છોકરાં છે ને એનો વર માંદો રહે છે તેથી એ બધાં બહુ ખરાબ હાલતમાં છે."

"આવો વિચિત્ર બુદ્ધિશાળી છોકરો મ્હેં કદિ પણ જોયો ન્હોતો. સરલાદેવી! ઘણું સારું થયું કે ત્હમે આવી પ્હોચ્યાં. હું ટાગોરનગરથી નીકળ્યો ત્યારે મહારાજા બહાદુરે મ્હને ફરમાવ્યું હતું કે: 'મ્હારા પૌત્રના મન ઉપર એટલું ઠસાવવાનું જરૂરનું છે કે એને હવે કોઇપણ ચીજ જોઇશે તે મળી શકશે."

## (૫)

અને આથી, આપણો ન્હાનકડો મહારાજકુમાર પોતાના બાપદાદાઓના રહેઠાણ તરફ જવાને નીકળ્યો તે પ્હેલાં ફુલમણી અને શંભુને હવેથી પૈસાની તંગી કે મુસીબત ન પડે એટલું આપી શક્યો.

આગગાડી ઉપડતી હતી એવામાં શ્વાસભર્યો શંભુ દોડતો દોડતો સ્ટેશન ઉપર આવી પ્હોંચ્યો: " કુમાર, ત્હને મળવા હું માંડ માંડ આવી શક્યો છું, હોં! લે આ લાલ રૂમાલ–પેલો મ્હારાવાળો, ત્હારા દાદાને ત્યાં પ્હોંચે ત્યારે હાથમાં રાખજે કે એ બધાંયે પણ જાણે! અરરર, આ તો ઘંટ પણ વાગ્યો!–ઠીક ત્યારે, સાહેબજી. કુમાર." ત્હેણે સરલાદેવી તરફ જોઇને પ્રણામ કર્યા: " દેવી! આવજો, હોં !"

" હા. શંભુ આવજે; કાગળપત્ર લખજે; મધુબાબુ, ફુલમણીના, ત્હારા,–બધાના સમાચાર લખજે." સરલાદેવીએ કહ્યું, અને ગાડી ચાલવા માંડી.

શંભુ સ્ટેશનના પ્લેટફોર્મ ઉપર આગળ આગળ દોડ્યો પણ એટલામાં તો ગાડી ત્હેની આગળ નીકળી ચાલતી થઈ. પરન્તુ એક બાલકતા ભર્યો, મધુરો સ્વર ત્હેને કાને પડ્યો જતો હતો: "શંભુ! આવજે–આવજે હોં ! "

કુમારે ટાગોરનગરમાંની પ્હેલી રાત પોતાની મા સાથે ગાળી.

" દિવાનજી ! મહારાજાને એટલું કહેશો કે મ્હારે એ પૈસા નહિં જોઇએ."

" પૈસા ?–સરલાદેવી ! મહારાજા સાહેબ આપને જે સાલિયાણું આપવા માગે છે તે ? "

" હા. કારણ જો હું એ લઉં તો પછી મ્હારા મનમાં એમ જ થયાં કરશે કે મ્હેં છોકરાને વેચ્યો છે. હું મહારાજાની માગણી પ્રમાણે એને સોંપું છું, ત્હેનું કારણ તો એટલું કે એના ભલાને ખાતર મ્હારે મ્હારી સ્વાર્થી લાગણીઓ દાબી દેવી જોઇએ. અને વળી એના પિતાજી જો જીવતા હોત તો ત્હેમનો પણ એવો જ અભિપ્રાય થાત તેથી."

" બહુ સારૂં: હું તમારી મરજી મુજબ મહારાજા સાહેબને જણાવીશ."

## (૬)

કાલીચરણ બંગલે ગયો ત્યારે મહારાજા ટાગોર સંધીવાના દર્દથી પીડાતા હતો, ત્હેનો એક પગ રહી ગયો હતો અને તેથી ને માંડ માંડ ઉભો થઇ મ્હેજસાજ આવ જા કરી શકતો હતો.

" કેમ કાલીચરણ ! આવ્યો ?—છોકરો કેવો છે ?"

" એ કહેવું જરા મુશ્કેલ થઇ પડે એમ છે, સાહેબ."

" હં એમ કે ?—અક્કલ વિનાનો અને બેડોળ !"

" ના જી. એવો તો મ્હને નથી લાગતો. પણ સાહેબ ! આપણાં જમીનદારનાં બાળક કરતાં એ જરા જુદી તરેહનો તો જણાય છે."

" હા. હા. એમજ—એમજ. ગમે તોયે તેટલું બાખારણનું છોકરૂં ને! વળી પાછું કલકત્તામાં ઉછર્યું ! ત્યાં વાળ જેને ચપળ અને હુશિયાર કહે છે, ત્હેને હું તો ખરેખર બે પરવા અને દોઢડાહ્યલાં જ સમજું છું."

સરલાદેવી કહેતાં હતાં કે એમના ખર્ચખૂટણ માટે આપે જે રકમ આપવા ધારી છે તે લેવા એમની ખુશી નથી—"

"હેં, એમકે ?—એ જાણતી હશે કે એમ કર્યેથી હું વધારે આપીશ કે મ્હારા ઘરમાં બોલાવીને રાખીશ પણ તું ધારે છે કે હું કદિ એને મ્હારે ઓટલે પણ પગ મુકવા દઉં ? ભીખારણ ! કરવાથી તો ઉલટો આપતો હોઈશ તે પણ નહિ આપું."

" પણ સાહેબ! એમનો એવો કાંઈ પણ ઇરાદો હોય એમ મ્હને તો લાગતું નથી. આપની પાસેથી કાંઈ પણ ચીજ એ માગતાં નથી અને આપની તરફથી જે આપવામાં આવે છે તે લેવા ના કહે છે."

" અરે ! તું શું સમજે ? કાલીચરણ ! એ તો જાણે તેજ જાણે !"

" સરલાદેવીએ એક બીજું આપને કહેવાનું મ્હને કહ્યું છે. એમની એ ખાસ વિનંતિ છે કે જે કારણસર મહરાજકુમારને એમનાથી જુદા રાખવાની ગોઠવણ કરવામાં આવે છે, તે કારણ એમના પુત્રને જણાવવું નહિ."

એટલે તું એમ સમજાવવા માગે છે કે અત્યાર સુધીમાં ક્યારનુંયે એ બધું એણે છોકરાને કહી દીધું નથી ?"

" ના. સાહેબ, એક શબ્દ પણ નહીં."

" ભલે, ત્હારે એમ માનવું હોય તો માન; પણ મને તો ખાત્રી છે કે એણે મ્હારા વિષે ખરી ખોટી વાતો કહીને કયારનોયે એ છોકરાના મનમાં મ્હારા ઉપર દ્વેષ ઉત્પન્ન કર્યો છે."

" ના સાહેબ, ના. મારૂં કહ્યું માનો; આપના મનમાં એ બાઈ વિષે તદ્દન ખોટો અભિપ્રાય ભરાઈ ગયો છે."

" ચાલોને એમ તો એમ ! પણ એ છોકરો એની માને પાંચ સાત દહાડામાં ભૂલી જશે. તું જોજે તો ખરો; એને વરસ તો સાત આઠ જ થયાં છે ને. "

" હા જી. પણ સાહેબ, એણે એ બધાંયે વરસ પોતાની માની પાસે જ ગાળ્યાં છે. અને મ્હારા ધારવા પ્રમાણે સરલાદેવી ઉપર એનો ઘણો પ્રેમ છે. "

(૭)

એક સુન્દર પણ સાદા પોશાકમાં કુમાર અંદર આવ્યો; ત્હેની સોનેરી વાળની લટો ન્હાની ટોપીમાંથી કોટ ઉપર ઝુલતી હતી; અને ગળામાં બે સેરની સોનાની કંઠીમાં એક મઝેદાર લોકેટ ત્હેણે ધારણ કરેલું હતું. ત્હેનો દેખાવ આ વખત ઘણો બાલકતા ભર્યો, ખુબસુરત અને મનોહર હતો. મહારાજા ઠાગોર એકલા એક આરામખુરશી ઉપર પડી આશાએશ લેતા હતા.

" ત્હમે જ મહારાજા કે ?" તે મ્હોં મલકાવી બોલ્યો; " ત્હમે જાણો છો ને, હું તમારો પૌત્ર થાઉં. ત્હમારી તબિયત તો ઠીક છે ને. દાદાજી ! હું ત્હમને પ્રણામ કરૂં છું." ત્હેણે મહરાજા ઠાગોર પાસે જઇને માથું નમાવ્યું.

" કલ્યાણ થાઓ. બેટા, માર્કંડ આયુષ રહો !" મહરાજા ઠાગોરને પણ આ છોકરાની નવિનતાએ ચોંકાવ્યો.

" દાદાજી ! મ્હારા મનમાં એમ થતું'તું કે ત્હમે પિતાજીના જેવા હશો કેમ ? એ ગુજરી ગયા ત્યારે તો હું ઘણો ઘણો જ ન્હાનો હતો, તેથી મ્હને એ કેવા હતા તે બરાબર યાદ નથી; પણ ઘણું કરીને ત્હમે એમના જેવા તો દેખાતા નથી. "

"હેં......એમ કે ? ત્યારે તો ત્હને મારા ઉપર હેત નહિં આવે, ખરૂં કની ?"

"ના ના. દાદાજી ! ત્હમે જાણો છોને જે આપણે ભાઇ, આપણો ચ્હેરો કાંઇ બદલી શકીએ ?......ત્હમારા દાદાજી ત્હમારા જેવા ન હો ત્હોયે ત્હમને એમના ઉપર વ્હાલ ના આવત ?— ત્હેમાંય ત્હમારા જેવા દયાળુ ઉપર ?"

"હેં હું દયાળું છું ?–ત્હેં કેવી રીતે જાણ્યું ?"

"કેમ વળી ત્હમે દયાળું નથી ? શંભુ અને ફુલમણી માટે હું પણ બહુ ખુશી થયો છું, હોં, દાદાજી !"

"ફુલમણી અને શંભુ ?"

"હા. એ એની સાથે મારે ખૂબ દોસ્તી છે. નગીનચંદ માંદો રહે છે."

"નગીનચંદ ! નગીનચંદ કોણ છે ?"

"ફુલમણીનો વર. એ બિચારો માંદો રહે છે ને સાત છોકરાં છે; એટલે કહો ફુલમણીએ શું કરે ? પણ ત્હમે પૈસા મોકલ્યા'તાને તે બહુ કામમાં આવી ગયા; ને હવે ફુલમણીને જરા આરામ મળશે હોં !......વળી શંભુ પણ બહુ ખુશી થયો. ત્હમને પણ શંભુની સાથે ભાઇબંધી થાય હોં, દાદાજી શંભુ એવો ચોખ્ખો છે:—"

"ચોખ્ખો ! ચોખ્ખો તે શું ?"

"શંભુ કોઇને છેતરે નહિ."

"એ શંભુ કોણ છે ?"

"ચોપડીઓ વેચે છે ને ફેરિયો છે—દાદાજી એને ને મ્હારે તો છે ને તે, ઘણા ઘણા લાંબા વખતની દોસ્તી છે. ત્હમે પૈસા મોકલ્યા'તાને તે મંગાને આપીને શંભુની દુકાન જુદી કરાવી. મંગો જરાયે ચોખ્ખો ન્હોતો, હોં!......જુવો ત્યારે શંભુને ફુલ-

મણીને નગીનચંદને, એમનાં છોકરાં, બધાંને તમે કેવાં ખુશી કર્યાં?"

"હેં મ્હેં ખુશી કર્યાં ?"

"હા. મધુરી કહે છે કે ઉંચામાં ઉંચી ભલાઈ એવી રીતે બીજાને સુખી કરવામાં છે; ને હું મ્હોટો થઇશને ત્યારે હુંયે ત્હમારા જેવો થવાનો છું."

વાળુ કરવાની વખત થયાની નોકરે ખબર આપી.

"ત્હમે લંગડાઓ છો, દાદાજી હું ત્હમને મદદ કરૂં ?"

"હેં મહરાજ કુમાર ! ત્હારાથી મદદ થઇ શકશે ?"

"હા. મ્હને લાગે છે કે થઈ શકશે. એક તરફથી લાકડી ઉપર ત્હમે ટેકો મુકો અને બીજી બાજુએ મ્હારા ખભા ઉપર હાથ રાખો. શંભુ કહેતો કે મ્હને વરસ તો આઠજ થયાં છે પણ મ્હારૂં કાઠું બહુ મજબુત છે."

"ઠીક ત્યારે, ચાલ; આપણે અજમાવી જોઇએ."

"મ્હારા ઉપર ટેકો મૂકો. જોજોને, બહુ દૂર જવાનું નહિં હોયને તો હું થાકીયે નહિં જાઉં. પરશેવો ઘણો થાય છે. ખરૂં કની ?"

"હા. તું કાંઈ મહેનત પડે એવું કામ કરે તો એથી પરશેવો વધારે થાય."

"ના, ના. બહુ મહેનત પડે એવું તો હું કાંઇયે કરતો નથી; ને દાદાજી, ત્હમારામાં ભાર તો છે પણ ત્હમે મ્હારાથી મ્હોટા એટલે ભાર હોય, ખરૂંકની ? ઉન્હાળામાં તો તાપને લીધે પણ પરશેવો થાય, ખરૂંકની, દાદાજી ? આપણે બે જણાનેજ રહેવાને આ બંગલો બહુ મ્હોટો પડે."

" ત્હને મ્હોટો લાગે છે, **મહારાજ** કુમાર ? "

" હા. **દાદાજી** આવડા મ્હોટા બંગલામાં ફક્ત બે જણા રહેતાં હોય ને એક બીજાના ઉપર હેત ના હોય, તો બ્હીક ના લાગે ? **મધુરી** આપણી સાથે રહેતી હોત તો કેવું સારૂં થાત ? "

" **મધુરી** ? **મહારાજ** કુમાર ! **મધુરી** કોણ છે ? "

" મ્હારી બા. ત્હમે જાણો છો ? પિતાજી એને હમ્મેશાં '**મધુરી**' કહેતા."

વાળુ કરી રહ્યા પછી કુમાર જાણે ઊંડા વિચારમાં હોય એમ દિવાનખાનાના એક કોચ ઉપર પડ્યો પડ્યો, **મહારાજા ટાગોરના** જુલફા જેવા વાળાવાળા એક મ્હોટા કૂતરાના માથા ઉપર હાથ ફેરવ્યાં કરતો હતો. થોડા વખતમાં આ બંને સરલતા ભર્યા હૃદયો વચ્ચે ગાઢ મિત્રતા થઈ ગઈ હતી.

" **મહારાજ** કુમાર ! તું શા વિચારમાં પડ્યો છે ? "

" **દાદાજી** ! મધુરી ક્યાં હશે ? શું કરતી હશે,—એવા વિચાર હું કરતો'તો. પણ એ દૂર નથી, હાં. એણે કહ્યું છે તે હું સંભાર્યાં કરૂં છું. ને મ્હારી પાસે એની છબી છે તો; એ સાંભરશે ત્યારે જોઈશ. પિતાજી પ્હેરતા તે હવે **મધુરીએ** મ્હને આપી છે. જો જો હોં ! આ કળ દાબી એટલે તરત ઉઘડી; જુઓ **દાદાજી** ! આ રહી,—આ રહી, મ્હારી **મધુરી** ! " છબીમાં નજરે પડતો ચ્હેરો પણ આ બાલકની પેઠે સુન્દર, કોમળ મધુર હતો.

" **મહારાજ** કુમાર ! આ ત્હારી બા ? "

" હા. **દાદાજી** ! એ મ્હારી **મધુરી**."

" ત્હેને એના ઉપર વ્હાલ છે ખરૂં, **મહારાજ** કુમાર ? "

"હા, દાદાજી. બહુજ, હો. ત્હમે જાણો છોને કે પિતાજી ગયા ગછી એની સંભાળ મ્હારેજ લેવાની છે તે; એને બીજું કોણ છે? દાદાજી! હું મ્હોટો થઇશને ત્યારે ખુબ મહેનત કરીને પૈસા કમાઇશ ને એ બધાયે મ્હારી મધુરીને આપીશ."

"ત્હને અહિં એના વગર ગમે છે?"

"ના, દાદાજી, ગમતું તો નથી; પણ મધુરીએ કહ્યું છે કે રાત પડશે ને અંધારૂં થશે એટલે હું બારીમાં દીવો મૂકીશ. જુવો, દાદાજી! જુવો; પે...લ્લો,–પે...લ્લાં પાદડાંમાં થઇને ઝગે છે તે. હું જાણું છું તો, મધુરી મનમાં મ્હને શું કહેતી હશે તે."

"ત્હને શું કહેતી હશે?"

"'રાત મુબારક; મ્હારા વ્હાલા કુમાર! પ્રભુ ત્હારૂં રક્ષણ કરો;' એટલે દાદાજી! હવે તો મ્હને કાંઇ થાય નહિં, ખરૂં કની?"

"હા. બેટા, કાંઇજ થાય નહિ."

૮

દિવાનખાનામાં બધું શાન્ત-શાન્ત થઇ ગયું. કૂતરાની ગરદન ઉપર માથું મૂકીને કુમાર થોડા વખતમાં નિદ્રાવશ થઇ ગયો હતો, અને કૂતરો પણ આંખો મીંચીને પડયો રહ્યો હતો; કુમારના હાથમાંની સરલાહેનની છબી એમની એમ ઉઘાડી રહી ગઇ હતી. મહારાજા ટાગોરનું સખ્ત બની ગયેલું હૃદય પણ વીંધાયું; નકામી ગયેલી જીંદગી,–પોતાનાં સંતાન સાથે કલેશમાં, જનસમાજની સાથે સ્વાર્થમયતામાં,–ગાળેલાં જીવનનાં નિરર્થક ગયેલાં વર્ષો–નાં સ્વપ્ન ત્હેના અંતરને ભેદવા લાગ્યાં; અને ત્હેના અંતઃકરણમાં પ્રીતિ, દયા, મૃદુતાની લાગણીઓથી ઉભરાતા નવીન-નવીન વિચારનાં મોજાં ઉછળવા લાગ્યાં.

એમને એમ કેટલો વખત ચાલ્યો ગયો. કાલીચરણે અંદર પ્રવેશ કર્યો, "કાલીચરણ! તું આવ્યો તે બહુ સારું થયું, તું ખરો પડયો અને મ્હારો મત ખોટો હતો,–તદ્દન ભૂલ ભરેલો. તું કાલે સવારે સરલાદેવીને ત્યાં જજે; મ્હારી તરફથી એમને કહેજે કે મ્હારી પુત્રી તરીકે અને મહારાજ કુમારની મા તરીકે આ બંગલામાં એમની જરૂર છે; મ્હારી તબિયતની હકીકત કહે જે અને હું પડે નથી જઈ શકતો ત્હેનું કારણ સમજાવજે; મ્હારી તરફથી એમને કહે જે કે આ બંગલો ત્હમારો છે. માટે ત્હમે અહિં આવીને અમારી બંનેની સાથે જ રહો. કાલીચરણ! મ્હારી નકામી ગયેલી આખી જીંદગીમાં મ્હેં જાણ્યું, ત્હેના કરતાં પણ વધારે આ બાલકે એક ઘડીમાં મને શીખવ્યું છે. કેવો ઉદાર, વ્હાલસોયો, મધુર છોકરો છે? ઈશ્વર એનું કલ્યાણ કરો!"

---

# કૃષ્ણાકુમારી

---

**પિતૃભક્તિ. સ્વાર્પણ. રાજ્યભક્તિ.**

"સઉ પ્રાણિ દુઃખમય ભાસે,
"જનતા પીડાની જમ આપે;
"તે સઉની પીડા દૂર કરવા,
"કલ્યાણ જગતમાં ભરવા,

* * * *

"મુજ પ્રીતિ એકલી હોમાશે!
"આખું જગત જીવી સુખી થાશે
"ઓ તાત! * * *
"ઓ માત! પ્રજા! સુખ સૂત્ર!
"મુજ હૃદય પ્રીતિનાં અંગ તમે સઉ! અંગ સર્વ છો મ્હારાં,
"જન-પશુ-જગના કલ્યાણ-યજ્ઞ પર હોમું અંગ સઉ મ્હારાં!"

**સરસ્વતીચન્દ્ર**. ભાગ ૪. ( **'લાઇટ ઑફ એશિયા' ઉપરથી.** )

**મેવાડના મહારાણા ભીમ**સિંહની સુન્દર, મનોહર પુત્રી કૃષ્ણાકુમારીની જીવનકથા પત્થર જેવાં સખ્ત મન પીગાળી નાંખી, કરુણા પૂર્ણ કર્યા વિના રહેતી નથી; છતાં નવલ યૌવનમાં ખીલતી ફક્ત સોળ વર્ષની એક રજપૂત બાલાએ પોતાના પિતાની આબરૂ ખાતર, સ્વદેશનું હિત થાય એટલા માટે, પોતાની આશાભરી જીંદગીનો ક્ષણ માત્રમાં ઉમંગભેર જે ભોગ આપી દીધો, તે કયા **ભા**રતવાસીના હૃદયને-આંખોમાં આંસુ ઉભરાતાં હોવા છતાં પણ-પ્રોત્સાહિત નહિ કરે?

શ્રી. **રામ**ચન્દ્રજીથી ઉતરી આવેલા **સૂર્ય**વંશી **સિસોદિયા** શૂર-વીરોના માનવંતા કુટુંબમાં કૃષ્ણાકુમારીનો જન્મ થયો હતો, **સંગ**, **પ્ર**તાપ અને **રાજ**સિંહ જેવા પ્રતાપી નરોનું લોહી ત્હેની નસોમાં ફરતું હતું; કર્માદેવી, કર્ણદેવી અને **પદ્મિની** જેવી નારીઓનું દૂધ ત્હેના શરીરનું પોષણ કરતું હતું; અને ત્હેની માતા પણ **અણહિલપુર** (**પાટણ**) ના પ્રખ્યાત **ચાવડા** રાજપુરુષોના કુટુંબમાં ઉત્પન્ન થયેલી હતી. **હિ**ન્દનાં ઊંચામાં ઊંચાં કૂળમાં અવતરેલી કૃષ્ણાના ગ્હોંનો ચ્હેરો જેટલો ખુબસુરત હતો, તેનું શરીર જેટલું કાન્તિમાન હતું,

તેટલાં જ બલ્કે તેથી પણ વધારે, ત્હેની સુન્દરતા એટલી તો જાણીતી હતી કે આખા ભરતખંડમાં તે 'રજવાડાનું રત્ન' અને 'હિન્દુસ્થાનનું પુષ્પ' એ માનભર્યાં ઉપનામ પામી હતી.

આજથી આશરે સો વર્ષ ઉપરનો આપણો ઇતિહાસ ખરેખરી અંધાધુંધીથી ભરપૂર માલૂમ પડે છે. નવા યુગના પ્રવેશ સાથે દાખલ થયેલા અને ચોતરફ પોતાનું રાજ્ય ફેલાવવાને તત્પર રહેતા વ્યાપારી-રાજ્યકર્તા ઇંગ્રેજોની સમર્થ રાજ્યનીતિ આગળ દિલ્હીના બાદશાહો અને લખનૌ તથા હૈદરાબાદના ગાદીપતિ નવાબો માત્ર પૂતળાં જેવા થઈ ગયા હતા; મરેઠા અને સીખ લડવૈયાઓ માંહોમાંહેના કલહમાં અને પોતાની તૂટી જવા માંડેલી રાજ્યસત્તા સંભાળવાના પ્રયત્નોમાં મશગૂલ હતા; મ્હૈસુર અને ભરતપુરનાં રાજ્યોનું બળ હમ્મેશને માટે નરમ પડ્યું હતું; પીંઢારા અને ઠાંગિયાની હકુમતની કાળોત્તરી લખાઈ ચુકી હતી; તથા રજપૂતાનાની સ્વતંત્રતાના દિવસો પણ ભરાઈ ચુક્યા જણાતા હતા!

આખા હિન્દુસ્થાનની આ પ્રમાણેની હાલત દરમિયાન, મેવાડની સ્થિતિ ખાસ નબળી પડી ગયેલી હતી, અને તે રાજ્યની હયાતીને માટે પણ ઘણી ધાસ્તી રાખવામાં આવતી હતી. દિલ્હીના મુગલ મહારાજાઓની પડતી સાથે જયપુર તથા જોધપુર જેવાં સમયવર્તી રાજ્યો જોરપર આવ્યાં, તે વખત પોતાની પ્રાચીન પ્રતિષ્ઠા અને તે સમયના રાજ્યકર્તાનાં પરાક્રમોના પરિણામ રૂપ એકવાર ફરી આખા રાજસ્થાનનાં રાજ્યોમાં સર્વોપરિ સત્તા તે મેળવી શક્યું હતું ખરૂં; પરન્તુ તે થોડા દિવસને માટે જ!—કાળ બદલાયો હતો; નવા પ્રકારની યુદ્ધ સામગ્રી તથા નવીન તરેહની રાજ્યનીતિની સાથે

વિજયવાન થવા માટે જોઇએ તેટલી તૈયારી અને જાગ્રતિ રાખવાને અશક્ત અને નિર્બળ મનના પ્રતાપહીન રાજાઓ પોતાના રાજ્ય ઉપર તૂટી પડતાં લૂટારા-વરૂનાં ટોળાં રોકી નહિં શકવાથી, બાપા રાવળ અને કુંભા રાણાના વંશજોની હાલત ખરેખરી કરૂણાજનક થઇ ગઈ હતી! અધુરામાં પુરૂં, એકસંપ માટે જાણીતા અને સ્વામિધર્મ માટે નામાંકિત મેવાડી ભાયાતો માંહોમાંહે લડયાં કરતા અને રાજ્યના ભાગ પચાવી પડતા હતા એટલું જ નહિં, પણ અદેખાઈ અને હલકા પ્રકારની હરીફાઇ ત્હેમનામાં એટલાં તો વધી પડયાં હતાં કે ત્હેમને લીધે મહારાણા ભીમસિંહના દરબારમાં મરેઠા અને પીંઢારા કર્ત્તાહર્ત્તા થઇ પડી, આખા રાજ્યમાં સ્વચ્છંદથી મ્હાલતા હતા!

મેવાડના બે મુખ્ય પટાવતો ચન્દાવત અજીતસિંહ અને સકતાવત સંગ્રામસિંહની વચમાં. જે રહ્યું સહ્યું રાજ્યબળ રહેવા પામ્યું હતું તે વ્હેંચાઇ ગયું હતું. સંગ્રામ બહાદુર, હિમ્મતવાન, સત્યપ્રેમી અને નીતિમાન હતો પરંતુ ત્હેનામાં અભિમાન, ક્રોધ અને જીદ્દી સ્વભાવ હોવાને લીધે ત્હેનો હરીફ અજીત પોતાના પક્ષમાં વધારે માણસો એકઠાં કરી તે સબળ કરી શકયો હતો. આ ચન્દાવત ધર્મ ઉપર અન્ધ શ્રદ્ધાવાળો, રીતભાતમાં નમ્ર અને માયાળુ તથા નિરભિમાની અને માન માટે કેવળ બેદરકાર હતો; પણ તે સત્તાનો ભૂખ્યો હતો અને પોતાનું ધાર્યું કરવા માટે કોઇ પણ વસ્તુનો ભોગ આપવામાં પાછો હઠે ત્હેવો ન્હોતો. પોતાના સહાયક તરીકે પઠાણ અમીરખાન નામના એક પીંઢારા સરદારને મનપસંદ લાંચો આપીને તથા ત્હેની ખુશામત કરીને ત્હેણે મેવાડમાં

સખ્યો હતો જેથી તે સક્તાવતના પક્ષને દાબમાં રાખી શક્યો હતો. એટલું જ નહિ પણ રાજદરબારમાંના પોતાના દરજ્જાને પણ તે મજબુત પાયા ઉપર મૂકવા શક્તિવાન થયો હતો.

મેવાડી સુન્દરતાની ગુલાબકળી કૃષ્ણાકુમારી હાલ સોળ વર્ષની ઉમ્મરે પ્હોંચી હતી અને તેની ખુબસુરતી ડહાપણ તથા કેળવણીનાં વખાણ ચોતરફ ગવાઇ રહ્યાં હતાં. હિન્દુસ્થાનના મ્હોટામાં મ્હોટા ગાદીપતિઓ તરફથી ત્હેની સાથે લગ્ન કરવાનાં માગાં આવી ચુક્યાં હતાં; પરંતુ ત્હેનું ભારતમાં ઉચામાં ઉચું કુળ અને ત્હેનાં અનુપમ બુદ્ધિ તથા કાન્તિનો પ્રતાપ એટલો બળવાન હતો કે સિન્ધિયા જેવો આખો ઉત્તર અને મધ્ય હિન્દુસ્થાનનો રાજ્યકર્તા,—મેવાડ જેવાં અનેક રાજ્યોનો મહારાજા–પણ ફક્ત ડરતાં ડરતાં જ ત્હેની સાથે લગ્નની માગણી કરી શક્યો. અને છતાં પોતાનું માગુ નાકબુલ થયાથી ત્હેને માઠું લાગ્યું છે એમ દર્શાવી શક્યો ન્હોતો. તથા અંગ્રેજો જેવા યુદ્ધ કુશલ લડવૈયાઓને પણ પરસેવો ઉતરાવનાર, લાખો લુંટારાઓનાં ટોળાંનો સરદાર હોલ્કર, તથા આખા રજપૂતાના અને મધ્યહિન્દુસ્થાનને એક લાકડીએ હાંકનાર મેવાડી રાજ્યમાં મુખ્ય સત્તાધારી થઇ પડેલો અમીરખાન, એમના જેવા સરદારો તો એ વૃત્તિ આઠ બહાર કાઢવાની પણ હિમ્મત ધરી શક્યા ન્હોતા ! સુર્યવંશી રઘુ અને રામચંદ્ર અમરસિંહ અને સંગ્રામસિંહ, પ્રતાપ અને રાજસિંહની બાલિકા ક્ષત્રિય રજપૂત સિવાય તો અન્ય કોઇને અપાયજ નહિં એ કુળાભિમાન ભર્યો ઠરાવ આ સર્વ સરદારોનાં મ્હોં બંધ કરી દેવાને બસ હતો.

આ પ્રમાણે સર્વ રાજ્યો તરફથી માગાં આવી ચુકયા પછી અછત અને પ્રઠાણની ખટપટથી આખરે જયપુરનો મહારાજા આ સ્ત્રી-રત્નના દાનને યોગ્ય ગણવામાં આવ્યો. જે ઉપરથી નિયમિત કોલકરાર કરવાને ત્યાંનાં માણસો મેવાડની ભૂમિમાં દાખલ થયાં પરન્તુ આ કુંવરીનો વિવાહ બાલપણમાં જોધપુરના રાઠોડ ભુપતિ સાથે થયો હતો અને જો કે તે હાલ મૃત્યુ પામ્યો હતો તો પણ હેની જગોએ ગાદી પર આવેલા હેના ભાઇએ મેવાડની રાજકુંવરીનો વિવાહ અમુક રાજાની સાથે નહિં પણ જોધપુરના ગાદીપતિ સાથે થયેલો ગણાય કહી પોતાનો હક બતાવી આ વખતે માગું કર્યું. પોતાની સાથેના તે કુંવરીનાં લગ્નની માગણીમાં નિષ્ફળ થવાથી સિન્ધિયા મેવાડ ઉપર અંદરખાનેથી ઘણોજ ગુસ્સો થયેલો હતો તેથી તથા મરૂપતિ જોધપુરના મહારાજાએ પોતાને આ કામમાં મદદ કરવાની શરતે એક મ્હોટી રકમ તેને ભેટ આપેલી હતી તેથી વચ્ચે પડયો અને પોતાના કવાયતી લડવૈયાની ટુકડીઓ વડે જયપુરનાં માણસોને હાંકી કહાડી ઉદેપુર આવી પહોંચ્યો તથા રાઠોડ મહારાજા માનસિંહની સાથે કૃષ્ણાકુમારીનું લગ્ન કરવાનું વચન આપવાની મહારાણાને ફરજ પાડી.

પોતાના માગાનું અપમાન કરનાર મારવાડના મહારાજા ઉપર તૂટી પડવાને જયપુરના જગતસિંહે જોધપુર ઉપર મ્હોટા લસ્કર સાથે ચ્હડાઇ કરી. આ વખતે મારવાડમાં રાજા અને ભાયાતો વચ્ચે અણબનાવ ચાલતો હોવાથી, લ્હડાઇની શરૂઆતમાં જ જોધપુરના સરદારોનો મ્હોટો ભાગ પોતાના મહારાજાને છોડી

દઈ દુશ્મનના લશ્કરમાં ભળી ગયો, માનસિંહ આમ થવાથી નિરૂપાય થઈ ગયો અને યુદ્ધમાં હારી જઈ પાછાં પગલાં કરવા કરતાં મૃત્યુ ઘણું વધારે સારૂં એમ ધારી ત્હેણે પોતાની કટાર મારવા માંડી; પણ ત્હેની સાથેનાં માણસોએ ત્હેનો હાથ પકડી લીધો અને ત્હેને સમજાવી જોધપુરના કિલ્લામાં તેઓ લઇ ગયા જ્યાંથી દુશ્મનના લશ્કરને અકળાવવા તેઓ વારંવાર છાપા મારવા લાગ્યા. જયપુરના મહારાજાએ શહેરો લૂટયાં અને ચોતરફનો પ્રદેશ પાયમાલ કરી નાંખ્યો; પણ અંતે મારવાડની નિર્જન રેતાળ, પાણી વિનાની જમીનમાં એક લાખ અને વીસ હજાર માણસોનું પોષણ કરવું ત્હેને ખરેખર મુશ્કેલ થઈ પડયું અને ધીમે ધીમે ત્હેનું લશ્કર, માણસો ન્હાસી જવાથી, ઓછું થતું ચાલ્યું. એવામાં વળી જગતસિંહે જોધપુરનાં શહેરોની લૂંટમાંથી મળી આવેલી વસ્તુઓ જયપુર મોકલવાનું કર્યું, જે વાત ત્હેના પક્ષમાં ગયેલા સ્વદેશાભિમાની મારવાડી શૂરવીરોને હીણપદ ભરેલી લાગવાથી ત્હેમણે ધસારો કરી તે પાછી પડાવી લીધી અને જોધપુર જતા રહી મહારાજાની માફી મેળવી મારવાડના લશ્કરમાં તેઓ પાછા ભળી ગયા. આમ થવાથી જોરમાં આવેલા મરૂપતિએ જયપુરી લશ્કરને હરાવી પોતાની હદમાંથી હાંકી કહાડયું અને ત્હેણે જગતસિંહને એટલો તો ત્રાસ આપ્યો કે તે પોતાના શહેરમાં પણ સહીસલામત માંડમાંડ દાખલ થઇ શકયો !

અહિં આ પ્રમાણે બનાવ બનતા હતા એવામાં ઉદેપુરની રમણીય, આનન્દન ખીણ અત્યંત ખેદના દેખાવથી, આંસુભર્યાં

મ્હેરાઓથી તથા રોકકળના અવાજથી ભરપૂર, શોકગ્રસ્ત નજરે પડતી હતી

ઉપરની લડાઇઓમાં બંને પક્ષને દગો રમનાર, લૂટનો ભૂખ્યો અને લોહીનો તરસ્યો, નિમકહરામ પઠાણ અમીરખાન, સર્વ પ્રકારનો અપયશ પોતાના શિરપર આવી પડતો જોઈ, ત્યાંથી પોતાનાં લૂટારૂ ટોળાં લઈ છાનામાનો ખશી ગયો અને અચાનક ઉદેપુર આવી પ્હોંચ્યો, જ્યાં પોતાના મળતિયા અજીતની સાથે વિચાર કરીને એક નવીન યોજના ત્હેણે ઘડી કહાડી. ત્હેમણે મહારાણા ભીમસિંહને આગ્રહપૂર્વક જણાવ્યું કે, જોધપુર અને જયપુર જેવાં મ્હોટા રાજ્યો તથા ત્હેમના પક્ષકાર તરીકે સિન્ધિયા અને હોલકર જેવા લડાયક સરદારોને માંહોમાંહ્યના વિગ્રહમાં ઉતરવા દેવાથી પરિણામમાં મેવાડને જ હાનિ છે; કારણ તેમ થવાથી તે સર્વની સાથે ઉદેપુરને વેર થવાનું; માટે આ સઘળો ટંટો, કલહ, કલેશ એ સહુનો અંત–રાજ્યને હરકત ન થાય એવી રીતે—આણવાના માત્ર એક જ ઉપાય તરીકે કુંવરી કૃષ્ણાને દૂધપીતી કરવી ! *

જયપુરના સહાયક અને જોધપુરના દુશ્મન તરીકે કેટલોક વખત કામ કર્યા પછી, અમીરખાને હાલ મારવાડની પાસેથી પુષ્કળ પૈસા કહડાવી, ત્હેનો મિત્ર થઈ, જયપુરનો નાશ કરવાનું માથે લીધું હતું તેથી રાણાને ત્હેણે એમ પણ જણાવ્યું કે, 'જો કુંવરીને જયપુર આપવા બાબત વિચાર પણ કરવામાં આવશે

---

* મારી નાંખવી.

તો હું મ્હરા લૂંટારા તમારા રાજ્યમાં છૂટા મુકી દઈશ અને ત્હમને તથા ત્હમારી સ્ત્રીઓને બેઆબરૂ તથા પાયમાલ કરતાં વાર લગાડીશ નહિં. બહેતર છે કે ત્હેના કરતાં કાં તો ત્હમે ત્હમારી પુત્રી જોધપુરના રાજાને આપો, અથવા તો ત્હેનો અંત આણી, રજપૂતોનો અંદર અંદરના કલહથી નાશ થતો અટકાવો.' ત્હેણે ગમે તે કહ્યું હોય,—તે બંનેએ ગમે ત્હેવી ધમકીઓ દીધી હોય, પરંતુ પરિણામ તો એ જ આવ્યું કે—કુંવરી કૃષ્ણાને દૂધપીતી કરવી' એવો ઘાતકી ત્રાસદાયક હુકમ તેઓ મેળવી શકયા !

આ દુષ્ટ, નીચ, નામર્દાઈ ભરેલું કામ કરવાનું સ્ત્રીઓને માથે આવી પડયું, કોઇ પણ પુરૂષનો તેમ કરવાને હાથજ ચાલ્યો નહિ ! મહારાજા દોલતસિંહ જે રાણાનો ખાસ અડીને પિત્રાઈ થતો હતો ત્હેને 'મેવાડની આબરૂ જાળવી રાખવા' તે કામની સૂચના કરવામાં આવીઃ પરન્તુ સાંભળતાં જ તે કમકમાટી ખાઇ બોલી ઉઠયો કે, 'એવો હુકમ કરનારને ધિક્કાર છે ! જો આમ કર્યે જ સ્વામિધર્મ અને રાજયભક્તિ પળાતી હોય તો તે બંનેને પણ ફિટકાર છે !' મહારાજા તરફથી જવાનદાસ જે રાણાનો દૂધ-ભાઈ* થતો હતો ત્હેને પછી એ કામ સોંપવામાં આવ્યું; પણ ત્હેની ખાસ જરૂર ન થાય તો દેશની ખરેખરી પાયમાલી વિષે જ્યારે અજીતે અને મહારાણાએ આગ્રહ પૂર્વક ત્હેને સમજાવ્યો, ત્યારે જ તે કામ ત્હેણે હાથમાં લીધું, કૃષ્ણાનું ખૂન કરવાનું ખંજર

* દાઇનો પુત્ર.

તો ત્હેણે હાથમાં લીધું. પરન્તુ જ્યારે તે યુવાન મનોહર, કાન્તિમાન કુંવરી, પોતાને માથે ભમતા ભયથી બીલકુલ અજાણી, ત્હેની પાસે આવી પોતાની હમ્મેશની ઢબથી પ્રેમપૂર્ણ કોમલતાભરી વાણિથી ત્હેની સાથે ગમ્મતની લાડભરી વાતો કરવા લાગી, ત્યારે ખંજર જવાનદાસના હાથમાંથી ખસી પડયું અને આંસુભરી આંખે ત્હેને પાછા ફરવું પડયું ! આ પ્રમાણે તે નીચ કૃત્ય જાહેર થઈ ગયું અને તે સાંભળતાં જ ધાસ્તીને લીધે ત્હેની ગાંડા જેવી થઈ ગએલી માતાની ચીસોથી તથા પોતાની પુત્રીના પ્રાણ લેવાને તૈયાર થયેલાને દીધેલા શાપથી આખો મ્હેલ ગાજી ઉઠયો–સર્વનાં અંતઃકરણમાં ત્રાસના ચીરા પડવા માંડયા.

પરન્તુ આ બનાવ પણ કૃષ્ણાકુમારીને માથે ભમતું મૃત્યું દૂર કરી શકયો નહિ. શસ્ત્રથી તો તે બચી ગઈ–પણ ત્હેને માટે વિષનો પ્યાલો અને તે પણ સ્ત્રીઓને હાથે જ, તૈયાર થતો હતો!

કૃષ્ણા પોતાની માતા સાથે બેઠી હતી ત્યાં દાસીએ લાવી રાણાના નામથી આંસુભરી આંખે અને ડુસકા ખાતાં ખાતાં ત્હેના હાથમાં ઝેરનો પ્યાલો મૂકયો. ત્હેની ક્રોધ અને ત્રાસથી ગાંડા જેવી થઇ ગયેલી માતાએ તેના હાથમાંથી ખેંચી લઇ તે દૂર ફેંકી દેવાને પ્રયત્ન કર્યો અને દાસીને ગાળો દેવા માંડી. તે સાંભળતાં પાસેની દાસીઓ અને બીજી રાણીઓ આસપાસ ભરાઈ ગઈ અને ત્હેમાંની કેટલીકે તો કુંવારીનો પ્રાણ લેતાં પ્હેલાં પોતાનો જીવ અર્પી દેવાને આગ્રહપૂર્વક જણાવ્યું. પરન્તુ તે આજ્ઞાંકિત પુત્રી પોતાની સ્વદેશ પ્રેમવાળી ખરા મનની લાગણીઓથી પ્રેમ ભરપૂર વાણીથી, તે સર્વને શાન્ત કરી ત્યાંથી આઘે ખસી જઈ, પોતાના પિતાનું

સુખ તેમજ સ્વદેશની આબાદાની ઇચ્છી, પ્રભુપ્રાર્થના કરી જરાય અચકયા વગર તે પી ગઇ!! ત્હેની બ્હેબાકળી થઇ ગયેલી માતા જ્યારે બધાને ખુની હત્યારા કહી, શાપ દેવા લાગી ત્યારે કુંવરીએ આંખમાં એકપણ આંસુ આવવા દીધા શિવાય ત્હેને દિલાસો દેવા કહ્યું: " ઓ મ્હારી બ્હાલી માતા! આ દુઃખી જીંદગીનો અંત વ્હેલો આવે છે ત્હેમાં તું શા માટે કલ્પાંત કરે છે? હું ત્હારી પુત્રી નથી? તું મોતથી કયારેક બ્હીની છે?—તો પછી ત્હારે પુત્રીના મોતથી શા માટે બ્હીવું જોઇએ? આપણે તો જન્મથી જ મોતના બિછાના પર રમીએ છીએ; કારણ બાળપણમાં જ પુત્રીઓને માથે દૂધપીતી થવાનું નિર્માણ થએલું છે. આટલા વર્ષ પણ જીવવા દીધી ત્હેને માટે મ્હારે પિતાજીનો આભાર માનવો જોઇએ સ્વદેશના સુખને ખાતર પોતાના કુટુમ્બની શાન્તિને માટે,—આના કરતાં બીજું કીયું મૃત્યુ વધારે સારૂં છે?"

જ્યાં સુધી ઝેરનો નીશો ત્હેને પૂર્ણ રીતે ચ્હડયો ત્યાં સુધી આ પ્રમાણે ત્હેણે વાતચીત કર્યા કરી; પણ તે વિષ ત્હેના લોહી સાથે ભળી શકયું નહિં અને ઉલટી થઇ સઘળું બહાર નીકળી ગયું, ફરી પાછું વધારે સખ્ત ઝેર તૈયાર કરવામાં આવ્યું, જેની પણ ઉપર પ્રમાણે જ હાલત થઇ. ત્રીજી વાર વિષનો પ્યાલો ત્હેને પાવામાં આવ્યો, પરન્તુ ત્રીજીવાર પણ ત્હેના ઉપર તે ઝેરની કાંઇ પણ અસર થવા દેવી કુદરતે દુરસ્ત ધારી નહિં! બાપા રાવલનો પ્રાણ બચાવનાર કુલદેવી જાણે ત્હેના વંશની આ સર્વોત્તમ બાલકીના જીવનનું રખવાળું કરતી પાસે આવી ઉભી હોયની, એમ ભાસવા લાગ્યું. પણ પેલા લોહીના તરસ્યા રાક્ષસો—પઠાણ અને

અજીત ઉપર ત્હેની કાંઈ અસર થઈ નહિં અને અંતે 'કસુંબાનું ઝેર' એ નામનું અફીણમાંથી નીકળતું એક પ્રકારનું હલાહલ વિષ કૃષ્ણાને આપવામાં આવ્યું; ત્હેણે, હવે આમને આમ વધારે વાર પોતાની દુઃખી જીંદગી ન લંબાય ત્હેને માટે ઇશ્વર સ્તુતિ કરી, હસ્તે મ્હોંયે તે પણ પી લીધું ! દુષ્ટતાની ઇચ્છા ફલિભૂત થઈ; અને ત્હેનો પવિત્ર આત્મા આ ક્ષણભંગુર શરીર ત્યજી દઈ તરત પ્રભુ ધામમાં ચાલ્યો ગયો ?

તેની દુઃખી માતા આ શોકજનક બનાવ બન્યા પછી વધારે વખત જીવી નહિં. દુઃખનાં આંસુ ઢાળવામાં તેની આંખો સુકાઈ ગઈ; ખેદની બૂમો પાડવામાં ત્હેનો કંઠ બેશી ગયો. ખોરાક લેવાનું પણ તેણે છોડી દીધું અને થોડા દિવસમાં તે પોતાની પ્રિય પુત્રીની પાછળ ચાલી ગઇ !

ઉપર જણાવેલ ત્રાસભર્યાં બનાવના પરિણામ કેવલ અણધારેલાં થયાં ! આખું મેવાડ જાણે પોતે જ આ ઘોર કૃત્યુ કર્યું હોયની એમ શોકગ્રસ્ત અને કાળું શાહી જેવું દેખાવા લાગ્યું અને રાણા તથા રાજકુટુંબના માણસોને તો પગ બહાર મુકવો પણ ભારે થઇ પડયો. પેલો ઘાતકી પઠાણ-જેણે મારવાડની તરફથી જયપુરના તંબુમાં દોસ્તીદાવે જઈ તેના સરદારો સાથે ભોજન લઈ, મિત્રતાના ચિન્હ અદલ બદલ કર્યા પછી તેમને ત્યાંને ત્યાં કતલ કરાવ્યા હતા,-તેણે પણ જ્યારે તેનો મળતિયો અજીત તેની પાસે આ વાતની ખબર કરવા આવ્યો ત્યારે ત્હેનો તિરસ્કાર કર્યો, અને 'રજપૂતો જે પોતાની બહાદુરીની બડાઇ મારે છે તે આ જ કે !' એમ ત્હેને કરડાકીમાં પૂછી, પોતાની પાસેથી અપમાન સાથે દૂર

થવા હુકમ કર્યો. પરન્તુ તે નીચ દગાખોરને જે શબ્દો પોતાના હરીફ પાસેથી સાંભળવા પડયા તે આના કરતાં પણ વધારે સખ્ત હતા. સંગ્રામ-સક્તાવત. કુંવરીના મૃત્યુ પછી ત્રણ ચાર દિવસમાં ઉદેપુર આવી પ્હોંચ્યો, આ માણસ અજીતનાથી તદ્દન જુદી પ્રકૃતિનો હતો. તે હિમ્મતવાન, નિસ્પૃહી અને ખરાબોલો હોઈ રાજ્યકર્તાની મહેરબાની તથા દુશ્મનની કરડી નજર, એ બંને બાબતમાં કેવળ બેદરકાર હતો. દરબારમાં પ્રવેશ કરવાની (રિવાજ મુજબ) પરવાનગી લીધા વગર જ તે એકદમ, અજીત જ્યાં બેઠો હતો ત્યાં મહારાણાની સમક્ષ બેધડક ચાલ્યો ગયો; અને રાણા તરફ ક્રોધથી લાલચોળ આંખ ફેરવી ગાજી ઉઠયો, " ઓ નામર્દ ! સેંકડો વર્ષથી નિષ્કલંક રહેલા સિસોદિયાના નામ ઉપર ત્હેં ધૂળ ફેરવી છે ત્હેમનું પવિત્ર લોહી ત્હેં આજ ભ્રષ્ટ કર્યું છે ! સૂર્યવંશી રજપૂતોનાં મ્હોં હમ્મેશને માટે કાળા થયાં છે. કોઈ મેવાડી હવે કદિ પણ પોતાનું માથું ઉંચું કરી શકવાનો નથી ? આવા કલંકનો બદલો આખા રાજ્યની પડતીમાં-સિસોદિયાની ગુલામગીરીમાં જ આવવાનો ! ત્હારૂં આ કૃત્ય એટલું તો ઘોર પાપ ભરેલું છે કે ત્હેનો યોગ્ય બદલો આ દુનિયામાં તો ત્હને મળી શકવાનો જ નથી, ખરેખર સિસોદિયાનો અંત નજીક દેખાય છે. બાપા રાવળના કૂળનું આવી બન્યું જ લાગે છે કે ત્હારા જેવા બાયલા મેવાડની પવિત્ર ગાદીને કલંકિત કરવાને જીવતા રહ્યા ! સૂર્યવંશનો નાશ થવા દેવાને માટે જ પ્રભુએ આવું કાળું કામ ત્હને કરવા દીધું છે !" આવાં સખ્ત, ઉગ્ર, પરન્તુ સત્ય વાક્યો નહિ સંભળાવાથી રાણાએ બે હાથમાં મ્હોં છુપાવી દીધું, ત્યારે ત્હેણે

અજીત તરફ ફરી કહ્યું. "ઓ ચન્દ્રાવતોના કુળઅંગાર! રજપૂતાણીના ઉદરને એબ લગાડનાર! ત્હેંજ આ બધી બદનામી આપીને અમને કાળા શાહી જેવા કરી દીધા છે; ગજ ગજ છાતી કાઢી પૃથ્વી ધ્રુજાવતા ફરનાર સિસોદીયા રજપૂત વીરોને આજ ત્હેં ખૂણા ખોળતા કર્યા છે! ત્હારા મ્હોં પર ધૂળ હજો! ત્હારૂં સત્યાનાશ જજો અને ત્હારો દીકરીએ પણ દીવો રહેશો નહિ! આવી કમળનાળ જેવી કોમળ બાલિકાને છુંદી નાખવામાં એટલી બધી ઉતાવળનું શું પ્રયોજન હતું? પઠાણે શહેર લૂટયું હતું? એના પીંઢારા રાવળામાં પેઠા હતા? અને કદિ એમ થયું હોત તો પણ શું? ત્હમારા બાપદાદાની પેઠે મરતાં ત્હમને ન્હોતું આવડતું? નવખંડ પૃથ્વીમાં ત્હેમણે નામ કઢાડયું છે, તે ત્હમારી પેઠે ચુડીઓ પ્હેરીને, બાયાંબાઈ જેવા બેશી રહીને? આખા હિન્દુસ્થાનના સમર્થ બાદશાહોનાં લશ્કરો મુઠીભર રજપૂતોએ આમ કાપી નાંખ્યાં હતાં? ચિતોડના કેસરિયાં અને જોહર* ભૂલી ગયા છો? અરે આ બધું હું કોને કહું છું?—કોઈ રજપૂત તો મ્હારાં સમક્ષ હું જોતો નથી! જે ત્હમારી સ્ત્રીઓની આબરૂ જવાની

*જ્યારે પોતાનો પરાજય નક્કી છે એમ રજપૂતોને ખાત્રી થતી ત્યારે સ્ત્રી-બાલકોને, દુશ્મનને હાથ જતાં અટકાવવા, ચિતાઓ ભડકી બાળી મુકી, પછી શત્રુ ઉપર કેસરિયા વાગા પ્હેરી અરસ્પરસ છેલ્લીવાર ભેટી લઇ તેઓ તૂટી પડતા. આ પ્રમાણે નીકળેલા રજપૂતોમાંથી ભાગ્યે જ કોઈ રણભુમિમાંથી જીવતો બહાર નીકળતો. ઉપર પ્રમાણે સ્ત્રી-બાલકોનું બળી મરવું ત્હેને જોહર કહેતા.

ધાસ્તી ત્હમને હોત અને ત્હમે જોહર કરી કેસરિયાં કર્યાં હોત તો સ્વર્ગમાં પણ ત્હમારા પિત્રી તૃપ્ત થાત; અંતે બાપા રાવળનો વંશ બચાવનારી કુલદેવી તો જાગતી બેઠી છે, તો ત્હમારે ફિકર શી હતી?—આવું નામર્દી ભરેલું, કાળું કામ કરી જીંદગી બચાવવી, ત્હેના કરતાં તો વંશ નિર્મૂળ થઈ, નિકંદન થઈ જાય તે પણ વધારે સારૂં! ત્હમે બધા એટલા બધા ગભરાઇ ગયા કે ભયને પાસે પણ આવવા ના દીધો? અરે! ત્હમે ખરેખર ત્હમારા નકામા જીવ જવાની બ્હીકથી આંધળા જ થઇ ગયા હોવા જોઈએ કે જરા પણ દિલ સંકોચાયા વગર તમે શ્રીજીનાજ×બાલક ઉપર ઘા કર્યો!—અરે ત્હમને બીજા કોઈનો વધ કરી એ બાલકી છુપાવી રાખવાનું પણ યાદ ન આવ્યું? નિશ્ચય, મેવાડના રાજ્યનો અને આપણા કુટુમ્બનો ક્ષય પાસે જ છે! પોતાના રાજાને, રાજ્યને, કુળને અને પ્રજાને દગો કરનાર તે નિમકહરામ દેશદ્રોહી એક અક્ષર પણ જવાબમાં બોલી શકયો નહિં.

તે બહાદુર સકતાવતનો શાપ અક્ષરે અક્ષર સાચો પડયો. પંચાણું બાલકોમાં રાણાનો ફક્ત એક જ પુત્ર (કૃષ્ણાકુમારીનો સગો ભાઈ) જીવતો રહેવા પામ્યો અને પાછળથી બે પુત્રીઓ થઈ હતી, પણ પોતાનાં સંતાનનું, રાણો જીવ્યો ત્યાં સુધી, કોઇ પણ રીતનું સુખ અનુભવી શકયો નહિં. પરન્તુ તે શાપનું ખરેખરૂં, કડવામાં કડવું, ફળ ભોગવનાર તો અજીત જ હતો. એક મહિનો થયો નહિં એટલામાં તો ત્હેની સ્ત્રી અને બંને પુત્રો મૃત્યુ પામ્યા અને બાલહત્યા અને સ્ત્રીહત્યાથી દૂષિત થયેલો, સર્વ સ્થળે ધિક્કારાતો, પોતાના

× મેવાડના આદીપતિ અને ત્હેમનાં વંશજોનું ઉપનામ.

આશ્રિતોમાં પણ માથું ઉંચું ન કરી શકતો, તે, સત્તાલોભી ચન્દાવતકુળમાં જન્મેલો અસુર અજીત જ્યાં ત્યાં હરિભજનનો ડોળ ખાલી ફાંફાંઘોળાં કરતો, વૃદ્ધાવસ્થામાં ભટકી ભટકીને, ત્હેનાં કરેલાં કૃત્યોનું યોગ્ય શાસન પામવા અંતે પ્રભુધામમાં હાજર થયો! એના જીવનનું આ પરિણામ જોતાં છતાં પણ, એના દુઃખી ઘડપણ ઉપર નજર નાંખતાં છતાં પણ, આપણાથી સંગ્રામની સાથે બોલી, ઉઠયા વગર રહેવાતું નથી કે "ધૂળ હજો એના નામપર!"

રજપૂતોના એ કલંકરૂપ રાક્ષસે આ કાળું કરાવ્યું ત્હેનો લાભ તો જે ત્હેણે ધારેલો તે સ્વપ્નમાં જ રહ્યો; પરન્તુ આપણી હિન્દમાતાએ કૃષ્ણાકુમારી જેવી વીરબાલાના આ પ્રમાણે અકાળ પરલોકગમનથી જે એક અમૂલ્ય. અનુપમ રમણીરત્ન ગુમાવ્યું તે તો ગુમાવ્યુંજ!

---

# ગુલાબ અને ગોકુળગાય.

નદીકિનારે એક મ્હોટા જમીનદારનો બંગલો હતો. આસપાસ રમણીય ફૂલવાડી ચારે દિશામાં ફેલાઈ હતી. લીલીછમ વેલીઓના માંડવા તથા ફળફૂલથી લચી જતાં ઝાડનાં ઝુંડ જ્યાં જોઇએ ત્યાં માલુમ પડતાં. દૂરના વિભાગોમાં હરણિયાં અને સસલાં દોડાદોડ કરી મૂકતાં; અને એક બાજુપરની લીલોતરીમાં ગાયો અને ત્હેમનાં વાછડાં, બકરાં અને ઘેટાં નિરાંતે ચારો ચરતાં. ઉપવન ખરેખર બહુ રળિયામણું હતું.

બંગલાના ખૂણા તરફ એક મનોહર ગુલાબનું ઝાડ ઉગ્યું હતું.

અને ગુલાબની પાસે એક ગોકુળગાયનું રહેઠાણ હતું. ગોકુળગાય પોતાની આરામ લેવાની બંગલી ( જે એક છીપના આકારની હતી તે ) પોતાની પીઠ ઉપર જ લઇને ફરતી અને ત્હેણે રૂણાં, નાજુક બે શીંગડાં પણ માથા ઉપર પ્હેર્યાં હતાં. આ સઘળું બહુ સુન્દર લાગતું અને ગોકુળગાયને પણ તે માટે ઘણું અભિમાન હતું. તે અને ગુલાબ એક બીજાનાં પડોશી હતાં અને ત્હેમની વચ્ચે ઘણીવાર બહુ મઝેની, રસીલી વાતો જામતી; વખતે તકરાર પણ થતી. પરન્તુ તે બેની વચ્ચે દોરતી ઠીક બંધાઇ હતી, તેથી લ્હડાઈ થાય તેમ ન્હોતું. ગુલાબ ગંભીર અને સોહાગ હતું; ગોકુળગાય તરંગી અને નાદાન હતી.

" ગુલાબ !" એક દિવસ આપવડાઇની વાતો કરતાં ગોકુળગાયે કહ્યું; " ગુલાબ ! તું જોજે તો ખરી, થોડા દિવસ પછી હું દુનિયામાં શું શું કરી નાંખું છું તે! જરા હું મ્હોટી થઇશને, તે પછી તું જો જે !-ત્હારી પેઠે હું કાંઇ ઘરકૂકડી થઇ ખુણે ભરાઇ બેસવાની નથી. મ્હારે તો હજી ઘણાં મહાન્ કામો જગત્માં કરવાનાં છે. ત્હારી પેઠે એક જ જગોએ ચોંટી રહું તો દુનિયામાં હું મહાન્ શી રીતે બનું ?-તું ત્હારી મેળે બેઠી બેઠી ફુલ પાંદડાં ખીલાવ્યે જા. થોડા દહાડામાં કરમાઈ ગયાં એટલે તે સઘળાં નકામાં, અને પાછું એનું એ !-" દરજીનો દીકરો જીવે ત્યાં સુધી શીવે! "—આ જોને પેલી બોરડી રહી. એની પણ એની એ દશાઃ બોર ખરી પડયાં એટલે પાછું એનું એ !–ને આ પાસેની ગંજીમાં શેઠની ગાય બાંધી છે તે તું જુવે છે ને ? તે દૂધ તો આપે છે, પણ શા કામનું ? જે તે આવીને લઈ જાય છે ! એમ એક

ખીલડે બંધાઈ રહ્યે કાંઈ દુનીયામાં મ્હોટાઈ મળવાની હતી ? ગુલાબ ત્હમને લોકાને મ્હારી ખરી કિંમત હાલ સમજાવવાની નથી, પણ થોડો વખત વાટ જો તો ખરી, પછી શું થાય છે, તે તું નજરે જોઈશ; અને ત્યારે જ ત્હારી આંખ ઉઘડશે !"

બ્હેન ! ત્હારી મ્હોટાઇ હું સમજું છું, " ગુલાબે જવાબ દીધોઃ " પણ હું એકજ ઠેકાણે આખી જિંદગી ભરાઇ રહી છું, તેથી મ્હારામાં ત્હારા જેટલી વિશાળ બુદ્ધિ ક્યાંથી હોય ?–માટે મ્હને કહે તો ખરી કે તું શું શું–ને તે કેવી રીતે કરવાની છે ?"

" હું ધીમે ધીમે મ્હોટી થઈશ," ગોકુળગાય બોલીઃ " તું બહુ ઝડપથી વધે છે અને બોલે છે, પણ ત્હને ખબર છે ?–"ઉતાર્ચાઈ એ મૂર્ખતાની નિશાની છે !" હું ત્હારી પેઠે ઉતાવળ કરીને મ્હારી બુદ્ધિને અણપ્રકટ રહેવા દઉં, એવી ગાંડી નથી તો ! ને હું શું શું કરીશ ? ઓહો ! એ તો તું જેજે નેઃ તું ક્યાં જવાની છે ? તે તો તું જોઇશ, ત્યારે જ જાણીશ. "

બીજું વર્ષ આવ્યું. ગુલાબે નવાં પાંદડાં, નવી કળીઓ ખીલાવી હતી. ત્હેનાં સુન્દર ફૂલની ખુશબો, આસપાસની જગોને સુખકર ખુશનુમા બનાવતી હતી. ગોકુળગાય ત્હેની પાસે જમીન ઉપર પડી પડી તડકામાં આરામ લેતી હતી; અને પોતે ભવિષ્યમાં જે જે મ્હોટાં કામ કરવાની હતી, ત્હેનાં સ્વપ્નાં જોયાં કરતી હતી.

ઋતુ બદલાઇ, ટાઢ સખ્ત પડવા લાગી એટલે ગોકુળગાયને રહેઠાણ બદલી જમીનમાં દર કરી ત્હેમાં પેસવું પડ્યું. ઠંડા પવનના ઝપાટાઓએ ગુલાબના ઝાડને પણ ખંખેરી નાંખ્યું હતું.

વળી નવું વર્ષ થયું. ગુલાબે ધીમે ધીમે નવાં-વધારે મ્હોટાં પાંદડા અને નવાં-વધારે સુન્દર ફુલ ખીલાવ્યાં. ગોકુળ ગાય પોતાના દરમાંથી બ્હાર આવી તડકામાં પાછી લ્હેર કરવા લાગી.

તે ઉમ્મરમાં પણ વધી હતી. ત્હેની પીઠ ઉપરની બંગલી વધારે દૃઢ-વધારે મ્હોટી દેખાતી હતી. ત્હેની ચારે દિશાઓમાં ડોલતી લલિત શીંગડાંઓ વધારે લાંબી થઈ હતી અને જોરથી ઘુમતી હતી. "ગુલાબ ! તું તો એટલી વારમાં ઘરડીયે થઈ ગઈ ! " ત્હેણે પોતાના નિત્યના સાથી સાથે વાત કરવા માંડી. " હવે ત્હારી જીંદગી બહુ પ્હોંચવાની નથી. જોયું, ઉતાવળ કરીને વધવાનું આવું ફળ છે ! અને ઉગી ઉગીને-વધારે વધારે-તાકીદથી ફાલીને પણ તું કરે છે શું ? થોડી ગુલાબનાં ફૂલની કળીઓ ત્હારા ઉપર ઉગે છે, એ જ કે બીજું ?-અને ઉગે છે ત્હેવી લોકો ઝટઝટ કાપી જાય છે; ત્હેમાં ત્હને શું મળ્યું ? ગુલાબ, તું મ્હને કહીશ કે બીજાં લોકો કાપીને ઉતારી જાય છે અને ત્હારે ભાગે તો રૂહેતાં નથી.—એવાં ફૂલ પેદા કરવામાં ત્હને શું ફાયદો છે ? "

" બ્હેન ! મ્હેં તે વિષે વિચાર કર્યો નથી " ગુલાબે જવાબ દીધો. " મ્હને ખીલવામાં જ આનન્દ છે, તેથી હું તેમ કરૂં છું. અને હું ખીલું છું એટલે ફૂલકળીઓ તથા ન્હાનાં પાંદડાં પણ મ્હારા આનન્દમાંથી પેદા થાય છે. સ્હવારમાં સૂર્ય ઉગે છે ત્યારે પ્રકાશ અને ગરમી મ્હારી જિંદગીમાં ચેતન ભરે છે; મધુર પવન વાય છે, ત્યારે મ્હારૂં અંતર્ તાજું બને છે; લલિત ઝાકળનું પાન મ્હારી ભૂખ તરશ છીપાવે છે; અને મીઠડા વરસાદનું તાજું પાણી મ્હને અમૃત આપે છે. હું આમ જીવું છું અને મ્હારી જિંદગીમાં

ફેલાતા આનન્દના ફળરૂપે સુગન્ધભરી ફૂલકળીઓ પોતાની મેળે ખીલી નીકળે છે. તે કાંઈ હું પેદા કરતી નથી."

"ત્યારે તો ત્હારી જિંદગીમાં પણ સુખ અને આનન્દ છે, ખરાં?" ગોકુળગાયે અચંબો પામીને પૂછ્યું.

"હા, બ્હેન!" ગુલાબે જવાબ દીધો; "મ્હારી જીંદગીમા મળેલાં સુખશાન્તિ અને આનન્દ માટે હું પ્રભુનો નિત્ય ઉપકાર માનું છું. હું પ્રેમમય જીવન ગાળું છું અને બધાં તરફ ભલાઇ, તથા મધુરતા રાખું છું. સઘળાં લોકો મ્હને ચ્હાય છે, કારણ કે જે જે માણસો મ્હારી પાસે છે, ત્હેમને સુગન્ધ ભરેલી ફૂલકળીઓ મળે છે. અને ન્હાનાં છોકરાં તો મ્હને બહુ વ્હાલાં લાગે છે તેથી ત્હેમને પણ હું પુષ્કળ ફૂલ આપું છું.—દુનિયાને મીઠાશ આપવામાં જ મ્હને આનન્દ મળે છે."

"પણ ગોકુળગાય! હવે તું શું કામ કરે છે, તે તો કહે? આખો દિવસ તું વિચાર કર્યા કરે છે, અને મ્હારા કરતાં બુદ્ધિ, ડહાપણ અને અનુભવમાં પણ તું વધારે લાગે છે."

"હું શું કરૂં છું? ગોકુળગાયે ગર્વથી કહ્યું: "હું શું શું કરી શકું છું તે તું બિચારી એક ખૂણામાં ભરાઇ રહેનારી ઘરકૂકડી કેવી રીતે જાણી શકે? ન્હાનાં છોકરાંને ખુશી કરવાં, એ કાંઈ મ્હારૂં કામ છે? હું તો ત્હેમની કે કોઇની પરવા કરતી નથી. મ્હને કોની ગરજ છે કે હું મ્હારો અમૂલ્ય વખત ત્હેમને માટે બગાડું? હું મ્હારા ખોરાકને માટે દરરોજ મુસાફરી કરૂં છું; અને બાકીનો સઘળો દિવસ આરામ તથા ઉંઘમાં ગાળું છું: ભવિષ્યમાં

જે મ્હોટાં કામ હું કરવાની છું, ત્હેને માટે હમ્મેશાં વિચાર કરી, તૈયાર કરી રાખું છું કે સમય આવ્યે તે કામમાં લાગે. તે દરમિયાન હું ખાઉં છું, પીઉં છું અને મઝા કરૂં છું."

પણ બ્હેન !" ગુલાબે પૂછ્યું: " આપણે બધાંએ કામ કરવાનું નથી ? **એકલાં સ્વપ્નાંમાંજ જીંદગી ગાળ્યાથી કાંઈ કામ થવાનું હતું ? આપણી આસપાસનાં સઘળાંને સુખ અને આનન્દ આપવાનો આપણો ધર્મ નથી ? "**

"અરે ! એવું ગદ્ધાવૈતરૂં તો ત્હારા જેવા અક્કલ વગરનાં કરે ! " ગોકુળગાય ગુસ્સામાં બોલી ઉઠી. " હું તો પારકાંને માટે જરાપણ મહેનત કરવાની નથી. અને તું પણ શું કરે છે ? ફક્ત ફૂલની કળીઓજ ખીલાવે છે ને ? ભલેને પેલી ઓરડીનાં બાર છોકરાં ફુટી પાડે ! ત્હેમનું કામ તે જાણે ! ત્હેમાં આપણે શું ? પણ હું તો, મ્હેં મ્હારે પોતાના માટે જે નિરાળો રસ્તો ખોળી કહાડયો છે, તે તરફ જ જઈશ. તું જાણે છે જે પારકાની પીડાઓ વ્હોરે છે ત્હેમનાથી કદી મહાન્ થવાતું નથી ! " આમ બોલી તે ગુસ્સામાં પોતાના દરમાં પેશી ગઈ.

" હે પ્રભુ ! " ગુલાબે કહ્યું: " આવી નિરૂપયોગી જીંદગી કદિ મ્હને ન આપતો. હું તો તેમ જીવી શકું જ નહિં. મ્હારે ફૂલકળીઓ પેદા કરવી જોઈએ, કારણ કે તેમ ન કરૂં તો જીંદગીમાં મ્હને આનન્દ મળે નહિં. ન્હાનાં છોકરાં જેમના તરફ ગોકુળગાય તિરસ્કાર બતાવે છે, તે તો મ્હારાં પ્રાણ છે. ત્હેમનું સુખ, ત્હેમનો સંતોષ, ત્હેમનો આનંદ, એ સઘળાં મ્હારૂં સુખ, સંતોષ, આનન્દ છે. **હું બીજાનાં સુખ માટે પ્રેમ ન રાખું,**

**તો મ્હને સુખ ક્યાંથી મળે? હું બીજાને વ્હાલું નહિં, તો બીજા મ્હને કેમ વ્હાલા ?**

" શેઠની ન્હાનકડી બાળકીને હાથમાં મ્હારાં ફૂલ લઇને ઠાકોરજીની પૂજા કરવા જતી જોઉં છું, તે વખતે મ્હારા શરીરમાં જે ઉમંગ અને આનન્દ વધે છે, ત્હેનું વર્ણન કેવી રીતે થઇ શકે? એથી મ્હારી જીંદગી અમૃતમય બને છે; એવો આનન્દજ મ્હારો પ્રાણ છે એ મ્હારાથી કેમ વીસરાય ? "

આમ ને આમ ગુલાબનું ઝાડ વધ્યું અને ફાલ્યું; દર વર્ષે નવાં નવાં, વધારે સારાં, વધારે સુગન્ધવાળાં ફુલ તે આપતું રહેતું. ન્હાનાં બાળકો અને મ્હોટાં માણસોને તે બહુ વ્હાલું થઇ પડ્યું હતું. ત્હેની પાસે બાળકોની રમતો રમાતી અને ઘરનાં માણસો ત્હેની છાયામાં આરામ લેતાં.

વર્ષો જવા લાગ્યાં—ગોકુળગાય મરણ પામી. ત્હેનું જીવન કોઇને ઉપયોગનું ન્હોતું; તેથી તેના શોકથી કોઇની આંખો ભીંજાઇ નહિં.

ઘણાં વર્ષ પાછી ગુલાબ પણ મરણ પામ્યું. ત્હેની છાયામાં રમેલાં બાળકોએ ત્હેનાં કરમાઇ ગયેલાં ફૂલ દેવસેવાના સ્થાનમાં રૂપાના વાસણમાં સાચવી રાખ્યાં હતાં. પ્રભુ–પૂજનમાં વપરાયલાં એ ફૂલની પણ પોતાના મરણ પામેલા એ વૃદ્ધ મિત્રના પ્રીતિસ્મરણ ખાતર તેઓ પૂજન કરતાં અને ત્હેને સંભારીને આંસુ ગાળતાં.

હવે મ્હોટી થયેલી તે બાળકીએ તો પોતાની ધર્મ પોથીમાં પણ એક ફૂલ રાખ્યું હતું. પોતાના પ્રીતમનો પ્હેલો મેળાપ એ ગુલાબના ઝાડ તળે થયો હતો અને પ્રીતમજીએ તોડીને એક

મોટી ફુલકળી ત્હેના વાળમાં ખોશી હતી, તે ત્હેણે સાચવી રાખી હતી. હજી પણ પ્રિય પતિની સાથે વૃદ્ધ ગુલાબના ઝાડનું તે વારંવાર સ્મરણ કરતી હતી.

અનેક સ્થળોમાં આ ગુલાબના મરણ પછી શોક ફેલાયો હતો પણ ન્હાનકડા ગુલાબનાં ઝાડ તે વૃદ્ધ ગુલાબમાંથી ફુટીને ત્હેની આસપાસ ઉગ્યાં હતાં તે જોઈને દિલગીરી કાંઈક ઘટતી હતી. કારણ કે તે મ્હોટા ગુલાબનાં જ બાળકો હતાં.

**પ્રેમભર્યા જીવનનો અંત પણ પ્રેમમાં જ આવે ને ?**

---

# જગતશેઠનું ઝવેરાત

અથવા

## છુપી પોલીસ છેતરાઇ !

---

"જગતશેઠ, ઔરંગાબાદ"—એ નામનું કાર્ડ એક ભાડુતી વિક્ટોરિયા (બગી)વાળાએ રતીલાલ નામના ખાનગી ડિટેક્ટિવ (છૂપી પોલીસનું કામ કરનાર) ના હાથમાં લાવી મૂક્યું. રતિલાલ જે પોતાની ઓફીસમાં એક આરામ ખુરશી ઉપર પડયો પડયો બીડી પીધા કરતો હતો તે, આ કાર્ડ જોઈ ચમકયો, જાગૃત થયો અને પછી જરા વિચાર કરતો હોય એમ મનમાં ને મનમાં બબડયો: "જગતશેઠ ! હા, હા. ઠીક, એ તો પેલો ઔરંગાબાદનો શેઠિયો, જે પ્રાચીન લેખો વગેરેની શોધમાં પડયો રહે છે તે હશે. પરન્તુ એ અહિં કયાંથી ?—પણ, હા. કાશ્મીર તરફ કાંઈક નવા

લેખ જમીન ખોદતાં જડયા છે; તે જોવાને એ ત્રણેક દિવસમાં જવાનો છે, એમ પેપરમાં વાંચ્યું હતું ખરૂં."

"શેઠ બહાર ઉભા છે, સાહેબ !" તે ગાડીવાળાએ કહ્યું.

ત્યારે, તેમને અંદર મોકલોને." રતિલાલે જવાબ આપ્યો. અને અંદર આવતાં તે શેઠિયા સાથે "શેકહેન્ડ" કરી, તેને એક સારી ખુરસી ઉપર બેસાડયો.

જગતશેઠ દેખાવે ઠીંગણો હતો, તેણે કાશીસાઇ (ઘાટની) સફેત પાઘડી માથે પ્હેરી હતી તથા આખું. શરીર એક મોટા બુરાનકોટથી ઢાંકી દીધું હતું. આંખે સોનેરી ફ્રેમનાં ભૂરાં ચશ્માં પ્હેરેલાં હતાં, અને પગમાં ઉંચી કિમ્મતનાં વિલાયતી બૂટ ચળકયા કરતાં હતાં. ત્હેણે મ્હોંયે મોટા થોભિયા રાખ્યા હતા તથા કપાળે એક ધાટદાર ત્રિપુંડ તાણેલું હતું.

"રતિલાલ આપનું નામ ?" તેણે પૂછ્યું.

"હાજી," તે ડિટેકટિવે જવાબ દીધોઃ 'મારા સરખું કાંઇ કામકાજ હોય તો ફરમાવો; સેવક હાજર છે."

"ઠીક, ત્યારે મને વધારે નવરાશ નથી. હું આજ સાંજની ટ્રેનમાં એક લાંબી મુસાફરી ઉપર જાઉં છું"

"હા, જી." રતિલાલે જવાબ દીધોઃ "આપ કાશ્મીર તરફ જવાના છો, એમ મેં સાંભળ્યું હતું."

"હેં !" જગતશેઠ આશ્ચર્ય પામતો હોય તેમ બોલી ઉઠયોઃ "ખરેખર ! એ પણ તમે જાણી ગયા ? નક્કી તમારા ડિટેકિટવોથી કાંઇ પણ વાત છૂપી રાખવી એ અશકય છે."

રતિલાલે પોતાને શી રીતે ખબર મળી હતી તે જણાવ્યું નહિ. તેણે માત્ર માથું નમાવ્યું.

" ઠીક ત્યારે, મી. રતિલાલ ! મારે પણ તમારી પાસે મારી મુસાફરીને લગતી બાબતને માટે આવવું પડયું છે. મારી 'વાઇફ' મારી સ્ત્રી–શેઠાણી કુંજલતા–મારા કરતાં નાની ઉમ્મરની છે. વળી ખરૂં કહેવડાવો તો, શેઠાણીને પ્રાચીન લેખોના શોધની કાંઇ પણ કિમ્મત નથી, તેમ તેને તેમાં કાંઈ રસ પણ પડતો નથી. તેથી તે ઘેર રહેવાની છે. તેને જરા ગમ્મત તથા મોજશોખ વધારે પસંદ છે: પણ તેમાં કાંઈ હું તેનો દોષ કહાડતો નથી; પરન્તુ જ્યારે કોઇ માણસ જાણે છે કે તેની સ્ત્રી તેના કરતાં ઘણી નાની છે, અને વળી તે તેને કેટલોક વખત એકલી મૂકી દૂર દેશાવર તરફ જવાની તૈયારીમાં છે, ત્યારે તેને પોતાની 'વાઇફ' વિષે ઘણી ખાત્રી તો–હું !..." શેઠે જરા વક્રોક્તિસૂચક મ્હોં મલકાવ્યું.

તે ડિટેક્ટિવ ખુરશી ઉપર પડયો પડયો પોતાના બંને હાથ ઉપર માથું ટેકવી બધુંયે લક્ષપૂર્વક સાંભળ્યા કરતો હતો. તે મનમાં બબડયો,–"અદેખાઇ ! વળી જાણે મહા મ્હોટા વિચારમાં પડયો હોય એમ દેખાવ કરી. "ખરેખર વ્હેમ અને અદેખાઈ જ અમારા ડિટેક્ટિવોની ઘંટીને ઘણું દળણું પૂરૂં પાડે છે !"—મનમાં બોલી, લક્ષપૂર્વક સાંભળવાનો ડોળ કરી, તેણે માથું હલાવ્યું.

" આવી તેવી વાતો હોઠ બ્હાર કહાડવી, એ જરા કઠિન થઈ પડે છે." શેઠે કહ્યું.

" અમને ડિટેક્ટિવોને ઘણી ઘણી પ્રકારના વિચિત્ર કેસોનો પણ અનુભવ મળે છે." રતિલાલે કહ્યું: "તેથી આપે ખાત્રી રાખવી કે આપ જે કહેશો તે હમ્મેશાં છૂપું જ રાખવામાં આવશે."

જગતશેઠને કાંઇક ખાત્રી થઇ હોય એમ દેખાયું.

"ઠીક" તેણે જણાવ્યું: "ત્યારે સાંભળો. હું શેઠાણીના ચાલ ચલગત ઉપર નજર રાખવાને ઇચ્છું છું, અને તે કામ સારૂ તમને રોકવાનો મારો ઇરાદો છે. હું તમને દર મહિને બસો રૂપિયા તથા બધું ખર્ચ આપીશ. કેમ ત્યારે, કહો તમે આ કામ માથે લેશો ?"

રતિલાલ વિચારમાં પડયો હોય એમ જણાયો; થોડીવાર વિચાર કર્યા પછી તેણે કહ્યું આ જરા વિચિત્ર અને ઘણી સંભાળથી કરવા જેવું કામ છે; પહેલું મારે એટલું તો જાણવું જોઇએ કે તમને કોઇના ઉપર શક છે ?"

"માત્ર કાંઇક" શેઠે જવાબ દીધો: "શેઠાણીનો એક મામાનો છોકરો ઘણુંખરૂં અમારે બંગલે રહે છે, અને હમણાં હું પરદેશ જાઉં છું, એટલે તો વખતે તે ત્યાંજ પણ રહે."

"ઠીક, પણ શેઠાણીના મનમાં કોઇ પણ પ્રકારનો શક ઉત્પન્ન થયા શિવાય હું ત્યાં રહી કેવી રીતે તપાસ રાખીશ ?"

"આહા—હા—હા !" આ શંકાશીલ માણસ ખડખડાટ હસી પડયો; "અરે, ત્યાં જ મારી ગોઠવણની ખૂબી છે તો. હું તમને મારા ઔરંગાબાદના શાન્તિસદન—બંગલામાં ખાસ રહેવાને મોકલું છું, કે વખતે મારી ગેરહાજરીનો લાભ લઇ કોઇ લુંટારા કે ચોર ધાડધાડ પાડે તો તમે કામમાં આવો. દહાડે અથવા રાતે બંગલાના કોઇપણ ભાગમાં જવા આવવાની, ગમે તે તાળું અથવા કળ ઉઘાડવાની તથા ગમે તે વખતે બંગલામાં અથવા બંગલાની બહાર ફરવા જવાની હું તમને રજા આપું છું. એટલે, સમજ્યાને? તમે તપાસ કરી શકશો."

તે ડિટેકિટવે આ બધી ખટપટના દાવપેચ પ્રથમથી થઇ ગયાથી પોતાની મહેનત ઓછી થતી જોઇ અને તેથી જરા ખોટું લાગ્યું હોય તેમ, સ્વાભિમાનથી બોલ્યોઃ " એ બધું કહેવામાં તો ઠીક છે, પણ કરતી વખત તેમાંથી હજાર ફણગા ફૂટશે."

" હાસ્તો. પણ ત્યારે તમારી પાસે શું કામ આવ્યો હોઇશ? મને ખાત્રી છે કે તમે ગમે તેવી હરકત હશે તો પણ તે દૂર કર્યા વિના રહેશો નહિ હું તો મુંબાઇથી આજ જાઉં છું; તમે કાલે ઔરંગાબાદ જશોને ? "

" હા. હું ધારું છું કે હું જઈ શકીશ. અને તમે શેઠાણી કુંજલતા ઉપર એકાદ ચીઠ્ઠી લખી આપશો તો ઠીક પડશે."

" નારે ના. મને એ બાબત તમારા કરતાં વધારે માહેતી છે. એમ કહેજો કે છેક ઉપડતી વખત જ મેં તમારી સાથે ગોઠવણ કરી છે."

" પણ કદાચ આપનાં વાઇફ (પત્ની)—"

" મારી વાઇફ તો મારી કાળજીને તેની વિષેની ફીકરને–માટે ઉલટી આભારી અને ખુશી થશે. હું 'મેઇલ'માં જાઉં છું. આજના પેપરમાં કદાચ તમે મારું નામ પણ કાસ્મીર જનારા તરીકેનું વાંચશો. તમારે કાંઈ પ્રથમથી જ ખર્ચને માટે જોઇશે ? એમ હોય તો આ સો રૂપીઆની નોટ સ્વીકારવાની મહેરબાની કરશો."

" થેન્ક યુ. મોટો આભાર થયો, શેઠ સાહેબ જો કે તેની કાંઇ જરૂર નહોતી. પણ મને લાગે છે કે, જો તમે તમારાં 'વાઇફ' (પત્ની) ઉપર એકાદ ચીઠ્ઠી આપી હોત તો વધારે સારું. "

" નારે, ના. એ બાબત હું વધારે જાણું છું. પણ જો તમે ન જ જઈ શકો તેમ હો તો......"

" ના. ના. મારાથી ન જવાય એવું હાલ કાંઇ કામ નથી; પણ—"

" મારા સાહેબ ! તમારૂં 'પણ' તો થોડા વખત ઉપર મેં બંધ કર્યું છે, એમ હું ધારૂં છું; હવે તમે કાલે જ જાઓ. ખરે-ખરી જાગૃતિનું કામ છે. જો જો, મી. રતિલાલ ! તમારી આંખમાં કોઇ ધૂળ ન નાંખી જાય; સંભાળજો!"

તે ડિટેક્ટિવે પોતાની શક્તિનું સૂચન કરતું, એવી તો રીતે મોં મલકાવ્યું કે તેથી જગતશેઠ ઉપર પણ જાણે કાંઇ મોટી અસર થઈ ન હોય એમ તેણે પણ મોં મલકાવ્યું.

" એ તો ઠીક પણ સાહેબ ! એક વાત પુછવાની રહી ગઈ છે, હું તમને કયે સરનામે લખું ?"

"અરે ! ફિકર નહિ કરતા; એ બાબત હું સઘળી જોઈતી ગોઠવણ કરીશ. "

હા. ત્યારે તો આપ મારા ઉપર સરનામું લખી મોકલશો."

"ના ના, ત્હેની જરૂર નથી. " જગતશેઠ ખડખડાટ હસી પડયો. " હું જ્યારે આવવાનો હોઇશ ત્યારે તમારા ઉપર તાર કરીશ. "

" આપ પાછા આવવાના છો ?"

" હાસ્તો. જાઓ મારા ભાઇ ! તમે એટલું એ સમજી શકતા નથી કે આ મુસાફરીએ જવાનો તો મારો ઢોંગ છે. હું અહિંથી તો આજ સાંજે " **બી. બી.** " રેલ્વેમાં જરૂર ઉપડી જઇશ. પણ જે સ્ટેશનથી બનશે ત્યાંથી " **જી. આઇ. પી.** "ને રસ્તે પાછો મુંબઈમાં એકાદ પખવાડિયામાં તો આવીને ઉભો રહીશ. "

ડિટેક્ટિવ જરા નિરાશ થએલો દેખાયો; આ શેઠિયો તો ધાર્યા કરતાં પણ વધારે પાકો નીકળ્યો. એકજ પખવાડિયું !—અરે તેણે તો પોતાના મનમાં છ એક મહિનાનું કામ નીકળ્યાનું ધાર્યું હતું.

" મુંબઇથી તમને તાર કરીશ અને વેશ બદલીને ઔરંગાબાદ ચાલ્યો આવીશ. હું જાગી જોઇને જરા મોડો આવીશ. એટલે બધા ચાકર નફર સુઇ ગયા પછી તમે દરવાજો ઉઘાડી મને તમારા ઓરડામાં દાખલ કરજો. ત્યાં નિરાતે આપણાથી વાતો પણ થશે, અને બનેલી બધી નવાજુની મને તમે જણાવી શકશો. વળી પાછી જરૂર પડશે તો એ ત્રણ મહિના હું પાછો છાનોમાનો કાસ્મીર ભણી જઇ આવીશ. અને તમે બધી તરેહની તપાસ રાખી શકશો. ઠીક, ત્યારે, સાહેબજી. મી. રતીલાલ ! કોઇ પણ વખત મને પાછો આવ્યાનું સાંભળીને આશ્ચર્ય પામતા નહિ. સાહેબજી !" કહી જગતશેઠ ચાલતો થયો.

"ખરે !" રતિલાલે વિચાર કરવા માંડયો, "ખરેખર ! મને તો ગોખણિયા પાપટિયા પંડિતો અને પ્રાચીન લેખ વગેરે શોધવાનો લવારો કરનારા પોથાં થોથાંવાળા દાંભિકો ઉપર મ્હોટો તિરસ્કાર હતો; પણ આ માણસની બુદ્ધિને તો પુરાતની લેખોનો જરાયે કાટ લાગેલો જણાતો નથી. નક્કી આ શેઠ તો ડિટેકિટવ થવાને લાયક છે; અને જ્યારે શેઠાણી જાણતાં હશે કે જગતશેઠ ભૂતકાળનું સાહિત્ય ખોળવામા ગુંથાયા છે, ત્યારે ખરે ! આ સાહેબની નજર તો ચોતરફ વ્યવહારિક વર્તમાન ઉપર પણ ફરતી દેખું ! વળી કાસ્મીરની મુસાફરીનો વિચાર પણ ઉમદા છે !–પણ એ જરા

વિચિત્ર માણસ તો જણાય છે. કારણ બીજાં માણસો જે વાત 'જાણી ન જાણી' કરવા ચાહે છે. તે ખોળી કાઢવામાં એને ગમ્મત મળતી દેખાય છે. ગમે તેમ હો. મારું કામ મારા 'ધરાક'ના હેતુ શોધી કાઢવા કરતાં, જે કામ કરવા મને રોકયો હોય તેમાં વધારે લક્ષ દઇને તપાસ કરવાનું છે. "

તેણે પછી પોતાના કારકુનોને બોલાવી, પોતાની પાસે જે જે અપૂર્ણ રહેલાં કામ હતાં તેમાં જે જે કરવાનું બાકી રહ્યું હતું તે બાબત યોગ્ય સૂચનાઓ આપી, અને તેને જણાવી દીધું કે "જો મારું બહુ અગત્યનું કોઇને કામ હોય તો ઔરંગાબાદ—શાન્તિ-સદન નામનો તાર કરીશ એટલે હું જ્યાં હોઇશ ત્યાં મને તે મળી રહેશે. "

* * * *

બીજે દિવસે સાંજે રતિલાલ એક ભાડુતી સિગ્રામમાં બેસી "શાન્તિ-સદન બંગલા આગળ આવી પહોંચ્યો. પોતાનું નામ અગર ધંધો પુછતાં, તે જણાવવાની ના કહી. તેણે દરવાનને 'શેઠા-ણીનું કામ છે,' એમ જણાવ્યા ઉપરથી તે જરા ખંચકાયો તો ખરો; પણ પછી અંદર જઇ, કેટલીક વારે બહાર આવી, તેને એક નાની કોટડીમાં તે લઇ ગયો, જ્યાં એક બાવીસેક વર્ષનો કદાવર યુવાન તેની રાહ જોતો બેઠો હતો.

" તમારે શેઠાણીનું કામ છે ? " તે યુવાને પુછ્યું, અને તેમ જોતાં જ રતિલાલે મનમાં અડસટ્ટો બાંધ્યો કે "આ જ શેઠાણીના મામાનો છોકરો !"..." પણ તમે તમારું નામ નિશાન કાંઈ બતાવ્યું ન્હોતું તેથી શેઠાણીએ તમારે શું કામ છે તે પુછવાને મને મોકલ્યો છે. માટે હવે મને કહેશો કે તમારે શું કામ છે ?"

"મારા કામનું સ્વરૂપ જ એવું છે." રતિલાલે કહ્યું: "કે મારૂં નામ તથા ધંધો નોકર ચાકરના જાણવામાં ન આવે તો સારૂં એમ ધારીને મેં કહાવ્યું નહોતું. તમને કહેવાની તો કાંઇ હરકત નથી. આ રહ્યું મારૂં કાર્ડ. જરા તે લઈ જઈને શેઠાણી સાહેબને મારૂં નામ જણાવશો તો હું આપનો આભારી થઇશ. એમને એમ પણ જણાવવાની મહેરબાની કરજો કે મને ગઈ કાલે જગતશેઠ મળ્યા હતા અને તેમની ખાસ ભલામણ ઉપરથી હું અહિં આવ્યો છું. તે યુવાન ડિટેક્ટિવના નામ–નિશાનવાળું 'કાર્ડ' વાંચતાં આશ્ચર્ય પામ્યો હોય એમ જણાયો.

" તમે કહો છો કે શેઠજીને તમે કાલે જોયા હતા ?"

" હા જી. એ અમદાવાદ તરફ જવાને ઉપડી ગયા તે પહેલાં આશરે અર્ધાએક કલાક ઉપર. "

હું શેઠાણીને તમારૂં નામ ઠામ જણાવું છું. " તે યુવાને કહ્યું " જો કદાચ તમને અહિં યોગ્ય આદરસત્કાર ન મળ્યો હોય તો, તેને માટે તમારે એટલું તો કબુલ કરવું પડશે કે, તમારો દેખાવ જરા શક ઉત્પન્ન કરે તેવો હતો; પણ તમારા કહેવા ઉપરથી લાગે છે તે પ્રમાણે જો તમે જગતશેઠની સલાહ પ્રમાણે ચાલતા હો તો શેઠાણી સાહેબને તમે મળી શકશો."

એમ કહી તે, ઓરડીમાંથી બહાર ગયો અને થોડી વારમાં એક ખુબસુરત નવયૌવનાને સાથે લેતો આવ્યો. "લતાબ્હેન ! આ રતિલાલ મુંબાઈના સુપ્રસિદ્ધ ડિટેકટિવ છે" એમ કહી, તે બહાર જવાનું કરતો હતો એટલાં તે શેઠાણીએ કહ્યું "બિહારી ! અહિં રહેને રતિલાલજીના અહિં સુધી આવવાનું કારણ તું પણ સાંભળ."

"ટુંકામાં પૂછો તો, શેઠાણી સાહેબ!" તે ડિટેક્ટિવે કહેવાનું શરૂ કર્યું: "ગઇ કાલ સાંજે જગતશેઠ મારી ઑફીસમાં આવ્યા હતા. તેમણે મને જણાવ્યું કે 'મારૂં કાશ્મીર તરફ જવાનું કારણ સુપ્રસિદ્ધ છે, અને હું બંગલે નહિં હોઉં ત્યારે વખતે ચોર અગર લૂંટારા ધાડબાડ પાડે, તે માટે હું બહાર મુસાફરી કરૂં તેટલા દિવસ તમને 'શાંન્તિસદન'માં રાખવા એવો મારો ખાસ વિચાર છે,' અને હું પણ તે વાત કબૂલ કરી અહિં આવ્યો."

"જોયું બિહારી?—કેટલી બધી અહિંને માટે કાળજી છે!" કુંજલતા બોલી ઉઠી: "મારા મનમા કે એ ગયા ત્યારે તો એમના મગજમાં જૂના લેખનાં કાગળિયાં શિવાય બીજું કાંઈ નહિ હોય, પણ જો—"

"હા. બેશક કાળજી હોય એમ તો લાગે છે," તે યુવાને જવાબ દીધો: "હું ધારૂં છું કે મી. રતિલાલ! તમને શેઠજીએ કાગળ તો આપ્યો હશે."

"ના જી," રતિલાલે ઉત્તર વાળ્યો: "મેં તો એમને તેમ કરવાને ખાસ વિનંતી કરી પણ એ વાત તો તેમના ખ્યાલમાં ન આવી. મેં જ્યારે વધારે આગ્રહ કર્યો, ત્યારે તો તે ઉલટા કાંઇક ચ્હીડાયા હોય એમ લાગ્યું અને મને તો એમ કહી ચાલ્યા ગયા કે "મેં કહ્યું છે તે શેઠાણીને જણાવી દેવું."

"હા, હા, એમનો એવો સ્વભાવ છે," શેઠાણીએ વચમાં ટાપશી પુરી: "અરે! એમના મગજમાં એક ફશી, તેની સામે તો થઈ શકાય જ નહિ."

"એ તો ખરૂં," ભિખારીલાલ વચમાં બોલી ઉઠયો: "એ તો ખરૂં: પણ આ ગૃહસ્થ રતિલાલ છે એમ શી ખાત્રી થાય? કદાચ ખોટું નામ ધારણ કરીને કોઇ ઠગારો આવ્યો હોય, અથવા જે ચોરને પકડવામાં આવ્યાનું તેઓ કહે છે તેજ એ હોય તો શું?"

રતિલાલને જરા ગુસ્સો તો આવી ગયો પણ તેને લાગ્યું કે 'ભિખારીલાલ ખરૂં કહે છે.'

"હું એમ ધારૂં છું," તેણે કહ્યું: "આજની રાત રતિલાલજી આપણી ધર્મશાળાની મેડી ઉપર મુકામ રાખે; અને આવતી કાલે હું અને એ સાહેબ બંને જણ મુંબઇ જઈ બરોબર તપાસ કરીશું અને જો તપાસમાં તેમનું કહેવું ખરૂં માલમ પડશે તો પછી અહિં મારી સાથે પાછા આવીને શેઠ સાહેબે સોંપેલું કામ ઘણી ખુશીથી કરે. કેમ રતિલાલજી! આ રસ્તો ઠીક લાગે છે ને?"

રતિલાલને આ દરખાસ્તનું વાજબીપણું તો કબૂલ કરવું પડયું, પણ તે ઉપરથી આ શેઠાણી કુંજલતાના 'ભિખારી' વિષે તેને કાંઈ ખાસ સારો અભિપ્રાય બેઠો નહિ; અને એના મનમાં એવી ખાત્રી અડધી–પડધી તો થઈ પણ ગઈ કે 'આ બંને જણનો ભાઈ–બ્હેનનો સંબંધ માત્ર નામનો છે.' પણ આમ તપાસ કરવાનું ઠર્યું તેથી એને વધારે સારૂં સાધન મળ્યું 'હવે નિરાંતે–જેમ ધારીએ તેમ વર્તીને પણ–એ બંને જણનાં સઘળાં કર્તુક ખોળી કહાડી શકાશે.'

* * *

બીજી સ્હાંજે 'શાન્તિસદન' બંગલામાં તેને એક ભવ્ય સુન્દર ઓરડામાં ઉતારો આપવામાં આવતો હતો તેની ના કહી, એક નાની સરખી ઓરડીમાં રતિલાલે પડાવ નાંખ્યો. તેના કહેવા ઉપરથી એમ બહાર પાડવામાં આવ્યું હતું કે તેને મુંબઇથી પોતાની ગેરહાજરીના વખતમાં ઘર-ખરચનો હીસાબ રાખવા તથા ઘર વગેરે સંભાળવા શેઠે ખાસ મોકલેલો છે. તે ઘરમાં ગમે તે ઠેકાણે જઇ શકતો અને રાતે ભટકતો જણાય તો તેનું કારણ પોતાને ઉંઘમાં હીંડવાની ટેવ છે, એવું આપતો. તે બધાની સાથે જમતો; આસપાસનાં ખેતરોમાં સ્વેચ્છાએ રખડતો. શહેરની દરેક વાશીમાં જાણીતો થઇ ગયો હતો; અને શહેર જરા દૂર હોવાથી પાસે જે ધર્મશાળાઓ વગેરે હતી તેમાં આવી પડતાં સાધુ-સંતો તથા વેરાગીઓ અને બાવાઓનાં ટોળામાં પણ ભાંગ, ગાંજો પીવાને બ્હાને પડ્યો પાથર્યો રહેતો. એણે 'જગન્નાથ' નામ ધારણ કર્યું હતું અને થોડા વખતમાં ચાકરોમાંથી દરવાન વગેરે સાથે એવો તો હળી ગયો, કે બધાં એનાં વખાણ કરતાં. અને રસોઇ કરનાર 'મહારાજ' તો એના ઉપર ફિદા ફિદા થઇ જતા!

પાંચ સાંત દિવસ ગયા પછી, દરવાન અને 'મહારાજ' રતિલાલ સાથે બીડીઓ પીતા હતા; હવે તો તે બધામાંથી નવા માણસ તરફનું અતડાપણું તદ્દન જતું રહ્યું હતું, તેથી તેણે ધીમે ધીમે શેઠના ગૃહસંસારની વાતોમાં તેમને ઉતાર્યા. "આ જગો તો ફક્કડ છે. કેમ મહારાજ!" રતિલાલે કહ્યું: મને તો એ નવાઇ લાગે છે કે આવું મકાન અને ઘરનું સુખ મુકીને શેઠજીને હજારો ગાઉ દૂર-ખૂણામાં પડેલા કાશ્મીરમાં રખડવું કેમ ગમતું હશે?"

"અરે, એ તો જૂના લેખ અને જૂની વસ્તુઓ પાછળ એવા તો ગાંડા થઇ ગયેલા છે કે એમને બીજું કાંઇ સૂઝતું નથી; ખરું કહેવડાવો તો એમને દુનિયાદારીનું કાંઇ ભાન જ નથી," મહારાજે જવાબ દીધો.

"આહા !" તે ડિટેક્ટિવ બોલી ઉઠયોઃ "પણ મને તો લાગે છે કે એમના જવાથી કાંઇ તમને ખોટું થયું હોય એમ જણાતું નથી. હું તો ધારું છું કે આ બંગલો રંગાવવાના વિચાર ચાલે છે અને ગમ્મત કરવાની ગોઠવણો થાય છે તે સહુ ઉપરથી—શેઠજીના ગયાથી તમે બધાં કાંઇ શોકમાં હો એમ તો જણાતું નથી."

"થોડા વખતમાં અહિં કેટલાક મેમાનો પણ આવનાના છે; અને શેઠાણીના પિયરમાં એમના કોઈ દૂરના સગાને ઘેર લગ્ન પણ આવતા અઠવાડિયામાં થવાનું છે."

"ત્યારે તો શેઠાણી સાહેબ શહેરમાં જશે ?"

"હાસ્તો. વળી એમનાં બહેન જે મદ્રાસ પરણ્યાં છે, તે પણ અહિં આવવાનાં છે અને બંગલામાં જ ઉતારો કરશે."

"ત્યારે એ બધાંની સાથે બિહારીભાઇ જશે જ તો ?" રતિલાલે પોતે કાંઇક વધારે જાણતો હોય એવો ડોળ કરી કહ્યું.

"હા" મહારાજે જવાબ દીધોઃ "શેઠ હોય છે ત્યારે તેઓ પણ એમને તો આગ્રહ કરીને લઇ જવાના. શેઠ નથી એટલે તો ઘરના કોઇ મોટા માણસ તરીકે પણ જવું પડશે; બાકી એમને ઘણુંખરું તો એમ જવું ગમતું નથી."

રતિલાલે ફરડાગીમાં એવી તો રીતે મ્હોં મલકાવ્યું કે તે જોવા છતાં મહારાજ તેનો અર્થ સમજી શકયો નહિ.

"તમને તો ખબર નહિ હોય; મહારાજે વ્યાખ્યાન આગળ ચલાવ્યું: "શેઠાણીના બાપ બિહારીભાઈના વાલી હતા અને એમને પોતાના ઘરમાં ઉછેર્યા હતા, તેથી એમને અને શેઠાણીને સગાં ભાઈ-બ્હેન કરતાં પણ વધારે બને છે. શેઠ ગામમાં હોય ત્યારે પણ ઘણુંખરૂં બિહારીભાઈને અહિં બંગલે આગ્રહ કરી કરીને રાખે છે."

"આહા!" રતિલાલ વિચારમાં પડ્યો: "આ પ્રમાણે કરવામાં એની કાંઈ લુચ્ચાઇ તો નહિ હોય?"

તેણે પુછ્યું, "શેઠાણી, શેઠ સાહેબ કરતાં બહુ ન્હાનાં હોય, એમ લાગે છે, ખરૂં કેની?"

"હા, ઘણાં ન્હાનાં!" મહરાજે ઉત્તર દીધો: "પણ શેઠજી ઉપર તો એમને બેસંતમ ભાવ છે. અરે! આ જુના લેખ શોધવા વગેરે માટે શેઠ સાહેબને જે માન મળે છે, એમાં તો તે એટલાં રાજી થાય છે કે કાંઈ કહેવાની વાત નહિ ને!" અને એ તો શેઠની સાથે કાશ્મીર પણ જવા તૈયાર થઇ ગયાં હતાં, ને શેઠે માંડ માંડ રોક્યાં."

રતિલાલ ખરેખરો અચંબો પામ્યો હોય એમ દેખાયું.

"કેમ ખરૂંકની, રામા?" મહરાજે દરવાનને પુછ્યું.

"હા. હા. ખરે, ભાઇસા'બ!" રામાએ જવાબ દીધો: "એ તો શેઠજીના ઉપર ફિદા ફિદા થઈ જાય છે, અને શેઠને તો એ કાંઇ ગણત્રીમાંયે નથી. એમને તો, એ ભલા ને એમનાં જૂનાં થોથાં પોથાં અને કાગળિયાં ભલાં!"

"આહાહા !" રતિલાલે મનમાં વિચાર કરવા માંડ્યો "તમારા બધાના કરતાં એને દુનિયાદારીનું વધારે ભાન છે ! પણ આ બન્ને શેઠ અને શેઠાણી ખરેખરાં હુંશિયાર હોવાં જોઇએ નીકર આમ ઘરનાં માણસોને પણ શી રીતે છેતરી શકે ?"

"હેં પણ આ લગ્નમાં બહુ ધામધુમ થવાની કે ?"

"હાસ્તો," મહરાજે જવાબ દીધો; "ઔરંગાબાદમાં આ પણા શેઠ બાદ કરતાં એ પણ સૌથી વધારે પૈસાવાળા ગણાય છે. અને તમે તો જગન્નાથભાઈ જાણતો હશો—નહિ જાણતા હો તો પણ તમને કહેવાની કાંઈ ફીકર નથી કે—હું કાલે મુંબાઈ બિહારીભાઇની સાથે શેઠનું ઝવેરાત દુરસ્ત કરવા આપ્યું હતું તે લેવા જવાનો છું. અરે ભાઇસાબ એ તે કાંઈ ઘરેણાં છે ! મુંબઈનો રામકીસન ઝવેરી એની ઓછામાં ઓછી કિંમત પચાસ હજાર રૂપીઆની આંકતો હતો, અને શેઠ હોય છે ત્યારે પણ આ ઘરેણાં શહેરમાં દુકાનની તીજોરીમાં રાખે છે. અને ત્યાં કેટલી બધી ચોકશી થાય છે ને ચોકી પહેરા રહે છે ! અહિં તો કાંઈ રાખતા જ નથી !"

"નારે ના. અહિં તે રખાય ?" રતિલાલ બોલી ઉઠ્યો, "અરે જો એ ઝવેરાત અહિં છે એમ માલમ પડે તો લુંટ થયા વિના રહે નહિ. હેં મહરાજ તમે આ તરફના બંગલા જરા છેવાડા છે તેથી કોઇ દિવસ કાંઇ આટલામાં ચોરી બોરી થયાનું સાંભળ્યું છે ?"

"હા. એક વાર." મહારાજે જવાબ દીધો. "અને ખરેખર, એ પ્રયત્ન તો બહુ હિમ્મતથી થયો હતો. એકાદ ચાકરની

છોકરી પાસેથી બંગલે ઝવેરાત મંગાવ્યાનું કોઇએ જાણી લીધું હશે. શહેરમાં કોઇ સારે ઘેર લગ્ન હતાં એટલે પહેરવાને મંગાવ્યું હતું. રાત્રે અહિં વાળુ કરવાની ગરબડ ચાલી રહેલી એવામાં એક ઉઘાડી બારી ઉપર નીસરણી મુકી ચોર અંદર પેઠા. પણ સારે ભાગ્યે બાગવાને એમને પેસતાં જોયેલા તેણે બિહારીલાલને ખબર કરી. તે ઉપરથી અહિં પણ કેટલાક મહેમાન ઉતરેલા હતા તે અને ભાઈ એકદમ ઉપર જઈ પહોંચ્યા અને બારણું ઉઘાડયું તો અંદર બે ચોરને જમીન ઉપર નાંખી તેમને એક ઠીંગણોશો પોલીસનો ડ્રેસ પહેરેલો માણસ બંને હાથથી પકડી, ઘુંટણીએ બેઠો હતો, તેણે જણાવ્યું કે " હું આ બંને ચોરની પાછળ પાછળ આવ્યો હતો અને તેમની પાછળ બારીએથી અંદર પેશી, તેમને મારા આવ્યાની ખબર પડી તે પહેલાં તો મેં પકડી લીધા છે. હું મદદને માટે બૂમ પાડતો હતો એટલામાં તો તમે બધા આવી પહોંચ્યા. હવે જાણે, હું આ લોકોને તમારા એકાદ બે માણસની મદદથી ચોકી ઉપર પહોંચાડી આવું, ત્યાં સુધી એમને ખાસ જાપતામાં રાખવાની એકાદ ઓરડી કે જગો બતાવવાની મેહેરબાની કરો." એ બંને ચોરને ભંડારમાં પુરીને તાળું વાસ્યું અને કુંચી એ પોલીસના માણસે પોતાના કબજામાં રાખી. અમે તો બધા એટલા તો ખુશી થઈ ગયા કે જ્યાં ત્યાં એનાંજ વખાણ કરવા લાગ્યા. શેઠે એને પચાસ રૂપિયાની નોટ ઇનામ દાખલ આપી; તે થોડી આનાકાની કર્યા પછી તેણે લીધી. વખત થઈ હતી એટલે એને અમે બધાએ આગ્રહ કરીને જમાડયો. પછી એણે કહ્યું, " મારે એ ચોરોની પાસેથી

કેટલીક બાતમી મેળવવી છે, માટે જરા એમની સાથે વાતચીત કરી આવું." અમે એને કોઇને પોતાની સાથે લઇ જવા અને એકલો ન જવા કહ્યું પણ એ વાતની તો તેણે ચોખ્ખી ના પાડી. તેણે કહ્યું. 'જેટલું પોલીસને એ લોકો કહે છે તેટલું બીજાઓને નથી કહેતા." વળી બીજો કોઈ મારી સાથે હશે તો એ બરોબર જવાબ નહિ દે અને જો તમને મારે માટે ફિકર હોય તો આ જોઈ છે?'—તેણે વિલાયતી ઉંચી બનાવટની એક 'રિવોલ્વર' (છ નળીની પિસ્તોલ) બતાવી.—'મને એમની પાસે વીસેક મિનિટથી વધારે વાર નહિ થાય,' એમ કહીને ગયો, અમે તો તે માણસની સાવચેતી અને હુંશીયારીની તથા ચોરોની લૂંટફાટની વાતોમાં અડધો પોણો કલાક ગાળી નાંખ્યો તો પણ એ પાછો આવ્યો નહિ, અને એ શું કરે છે એમ તપાસ કરવાને કોઈ ગયું. તેના કહેવા ઉપરથી અમે બધાંયે ત્યાં જઇ જોયું તો ચોરોએ નહિ અને પોલીસે ન મળે! શહેરમાં ઈન્સ્પેકટર સાહેબને ત્યા આ વાતની ખબર કરતાં એમ નક્કિ જણાયું કે એ પોલીસનો સીપાઇ બીજો કોઈ નહિ પણ જાણીતો ચોર 'છટકતો છેલ' કહેવાય છે તે હતો, અને તેણે પોલીસનો ડ્રેસ પણ જરૂર પડે માટે ઘણું કરીને કપડાં નીચે પ્હેરી રાખ્યો હશે!

હવે કહો ત્યારે, કેમ ચાલાકી તો ખરી ને? એ ત્રણે માણસો નાશી ગયા અને લોકો કહે છે કે 'છટકતો છેલ' હજી પણ પકડાયો નથી."

"હા નથી પકડાયો." તે ડિટેકિટવે જવાબ દીધો: "નથી પકડાયો એટલુંજ નહિ પણ એને પકડવાને માટે એક હજાર રૂપિ-

બાનું ઇનામ બહાર પડયું છે. ખરેખર એ બડો હુંશિયાર–" રતિલાલ બોલતે બોલતે અટકયો અને આવી બાબતોમાં પોતે માહીતગાર છે એવું ન બતાવવું દુરસ્ત લાગતાં હોઠે આવેલા શબ્દો ન ઉચ્ચારતાં બોલ્યો,—" ચોર લાગે છે અને તમે કહ્યું તે ઉપરથી તો એમ જણાયા વિના રહેતું નથી કે એની ચાલાકી લોકોને ધાસ્તી રૂપ થઇ પડી છે."

" હા," મહારાજે કહ્યું, " ભાઈ ! અમને પણ ઘણી બીક એ હતી કે રખેને એ પાછો અહિં આવે: વળી એમાં અધુરામાં પુરૂં એમ પણ થયું હતું કે જેટલો વખત એ પોલીસ તરીકે અહીં બંગલામાં હતો, તેટલા વખતમાં 'બીજે કયાંઈ તો ચોર સંતાયા કર્યા નથી ?'–એમ કહી તપાસ કરવાને બહાને તે આખો બંગલો દરેક ઓરડામાં ફરીને–જોઈ આવ્યો હતો. પણ શેઠજીયે ન થાય ભુંડા કે પોતે મુંબાઈ જઈને કોઇ અડે તો તરત અવાજ કરતી ઘંટડીઓ જેને–'ચોર પકડનાર'–કરીને કહે છે તે લઇ આવ્યા અને તે દરેક બારણે તથા બારીએ લગાડી તેમનો વીજળીના તાર બાંધી, એક બીજાથી એવો તો સંબંધ કરી દીધો છે કે જો એ ફેરવીને બારણું બંધ કર્યું હોય તો તેને એક જગોએ કોઇ અડે કે તરત દરેક ઓરડામાં ને બારીએ અવાજ થયા વિના રહે નહિ અને એ પ્રમાણે હજુ પણ સુતી વખત બંગલામાં થાય છે, તે તમે જાણો છો. આ વાત પેપરોમાંયે જણાવવામાં આવી હતી. અને તેથી કદાચ 'છટકતો છેલ' એ વાત જાણીને હવે ફરીથી અહિં આવવું સહીસલામતી ભરેલું ધારતો નહિ હોય."

રતિલાલ જ્યારે એકલો પડયો, ત્યારે આ વાતચીતના આ-

ગલા ભાગ ઉપર ખૂબ વિચાર દોડાવ્યા; અને પોતાની જાતે કરેલી તપાસનું પરિણામ પણ મહારાજે જણાવેલા વિચારને મળતું આવ્યું.

શેઠાણી કુંજલતા એક પ્રેમાળ અને પતિવ્રતા પત્ની હતી એ વાત તો નક્કિ હતી; અને બિહારી ? બિહારીલાલને પણ તે પોતાના સગા ભાઈ જેવો ગણતી: જણાતી હતી. ઘરનું દરેક માણસ જગતશેઠને દુનિયાદારીના વિષયોમાં તદ્દન અજ્ઞાન અને પોતાની ચોપડીઓ અને પ્રાચીન લેખોના અભ્યાસમાંજ નિમગ્ન ધારતું હતું; છતાં આમાંની દરેક બાબતમાં ડિટેકિટવનો પોતાનો અનુભવ કેટલો બધો જૂદો હતો ?–તેને પોતાને જગતશેઠ કેટલો હુંશિયાર લાગ્યો હતો ?— કદાચ એ કાંઇ ગાંડો તો નહિ થઇ ગયો હોય–કાંઈ પ્રકારની એનામાં ઘેલછા તો નહિ થઇ ગઈ હોય ?

રતિલાલ ખરેખરો વિચારમાં પડયો,–શેઠાણીની તપાસ કરવા લાગ્યો !–પરંતુ હાલ તો કાંઇ વધારે માહીતી મળે તેમ પણ ન હોતું–ઉપાય પણ નહોતો; સમય સમયનું કામ કરી લેશે એમ તે જાણતો હતો. હાલ તો એને ધીરજથી રાહ જોયા કરવા શિવાય બીજું કાંઈયે કરવાનું નહોતું–પણ એની પેઠે જ્યારે ધીરજ રાખી બેશી રહેવાના પણ પૈસા મળે એમ હોય ત્યારે તો માણસો તેમ કરવું ચૂકે. એ સંભવતું નથી !

બીજે દિવસે બિહારીલાલ અને મહારાજ મુંબાઈથી ઝવેરાત લઈ આવ્યા; અને ત્હેને બીજે દિવસે રતિલાલને નીચે પ્રમાણેનો તાર મળ્યો:—

" મુંબાઇ આવી પહોંચ્યો છું. વખત સારો મળ્યો છે, આજે રાતે બાર વાગે બંગલાની બહાર મળજે. સાવચેતી રાખજે. કોઈ જુવે નહિ. વેશ બદલીને આવીશ. જરૂર ! જ—શેઠ."

" ચાલો હવે કામ કરવાનું આવ્યું. ખરું !" રતિલાલ મનમાં બોલ્યો, " જો એ ગાંડો હોય, તો એના ગાંડપણમાંયે ' ઓર્ડર (નિયમ) લાગે છે ! ગમે તેમ હો, પણ હું એને આજ રાતે મળીશ એટલે ખાત્રી થશે."

રતિલાલને પોતાની તપાસ કરવાની સમજશક્તિ વિશે ઘણું અભિમાન હતું અને આ બાબતનો છૂપો ભેદ જાણવાને તે એટલો તો ઉત્સુક થઈ રહ્યો હતો, કે રાત પડી ત્યાં સુધી એને જરાએ શાન્તિ વળી નહિ.

* * * *

રાતે આશરે બાર સ્લાડાબારેકને શુમારે, " શાન્તિસદન"માં રતિલાલ શિવાય બીજાં બધાંય માણસો નિદ્રાવશ થઈ નિરાંતે આરામ લેતાં હતાં, તે વખત ડિટેક્ટિવે છાનેમાને બારણું ઉઘાડ્યું અને ધીમે ધીમે પગલે ચુપચુપ દરવાજો ઉઘાડી તે બહાર નીકળ્યો.

" કેમ છો, રતિલાલજી !" એક માણસે તેની પાસે આવીને ધીમે પણ સ્પષ્ટ અવાજે કહ્યું: " બંગલામાં મને ગમે તેવો થોથાંપોથામાં પડી રહેનારો ધારતાં હશે અને તમને પણ કદાચ એમ ખબર મળી હશે; પણ કહો; હું બરોબર વખતે તપાસ રાખી શકું છું કે નહિ ? બોલો હવે તમારે મને કાંઇ ખબર આપવાની છે ?"

" કાંઈ નહિ, શેઠ સાહેબ ! હું તો કાંઈ સમજી શકતો નથી."

" જરા અહિં ટાઢ વ્હાય છે," શેઠે કહ્યું, " માટે આપણે મારી ઓરડીમાં જઇને વાત કરીએ. તમને કઈ જગો આપેલી છે ?"

ડિટેક્ટિવે પોતે સુતો હતો તે ઓરડી જણાવી.

"ઠીક છે, ચાલો હવે. તમે આગળ થાઓ. હું પાછળ પાછળ ચાલ્યો આવું છું. પોતાના બંગલામાં ચોરની પેઠે પેસવું, એ પણ ઠીક લ્હેર છે! પણ હું ઘણો વિચિત્ર માણસ છું, ચાલો, જરા તાકીદ રાખો."

ડિટેક્ટિવની ઓરડીમાં તેઓ પેઠા, અને રતિલાલના ખાટલા ઉપર તેમની રજાઈ ઓઢીને બેઠા.

"બોલો ત્યારે રતિલાલજી! એ લોકોએ તમને છેતર્યા–બનાવ્યા!"

"સાહેબ! હું આપને કોઈ પણ બાબત વીશે ખરેખરો જવાબ આપી શકું એવી સ્થિતિમાં નથી," તે ડિટેક્ટિવે કહ્યું.

"વધારે વખત જોઈએ છીએ, હેં? કાંઇ ફીકર નહિ, રતિલાલ! મને કેટલીક ખબર મળી છે. મને ખાત્રીથી જણાવવામાં આવ્યું છે કે જે દિવસ બિહારી તમારી સાથે મુંબઈ ગયો હતો તે દિવસ તેણે મારૂં બધું ઝવેરાત જે ઝવેરીને ત્યાં દુરસ્ત કરવા મેં આપ્યું હતું તે મારે નામે ત્યાંથી ઉપાડી લઈ, ગિરો મુકી તેના ઉપર રૂપિયા લીધા છે. જે વખત ઝવેરાત લેવા મુંબઈ જવાનો હતો તે પહેલાં તેણે ગોઠવણ કરેલી તે પ્રમાણે, દરેક દાગીનામાંથી નંગ કહાડી લઈ તેને બદલે પાસા પાડેલ પોખરાજ વગેરે હલકી કિમ્મતનો માલ મૂકી એણે ખરા હીરાને ઝવાહીર પચીસ હજાર રૂપિયા લઈ વેચી નાંખી, પોતાનું પંદર હજાર રૂપિયાનું દેવું એણે વાળી નાંખ્યું છે. જે લોકોનું એને દેવું હતું તેમને હું ઓળખું છું અને તેથી તેમણે મને પોતાના

ચોપડામાં રૂપિયા જમે કરેલા જોવા દીઠા હતા. આ બધી વાત શેઠાણી જાણે છે એટલુંજ નહિ પણ એની સાથેની સંતલસમાં બે જણાં એકજ હોય એમ કામ કરે છે અને મારાથી છુપાવવાને પ્રયત્ન કરે છે."

ડિટેક્ટિવ શેઠ તરફ આશ્ચર્યની દૃષ્ટિથી જોઈ રહ્યો. આવા શાન્ત દેખાવનો માણસ આટલો બધો કાબેલ છે, એમ કોણ જાણતું હશે? ખરે, એણે લેખોની ભાંજગડમાં પડવાની ભૂલ કરી હતી. ધંધો ખોટો લીધો હતો. એ કેવો હુશિયાર ડિટેક્ટિવ થઈ શકત! પણ વધારે નવાઇ એ હતી કે પોતાની હમ્મેશાંની સખ્ત તપાસ તળેથી પણ બિહારી અને શેઠાણીનું પાપી જોડું છટકી જવા પામ્યું હતું, તો તે પણ વળી કેવાં ચાલાક હશે?

"પણ શેઠ સાહેબ! તમને ખાત્રી છે?"

"હા. આસપાસના બનાવો અને વસ્તુઓનો પુરાવો મને ખાત્રી કરી આપે છે. પહેલું તો એ કે બિહારીને પંદરેક હજારનું દેવું હતું તેની, હું બતાવું તેમને ત્યાં મુંબઇમાં તપાસ કરશો તો તમને તરત સંપૂર્ણ માહીતી મળશે. બીજું ગઇ કાલે મેં એના લેણદારોના ચોપડા જોયા છે એ વાત પણ સિદ્ધ છે. હવે એટલું જોવાનું કે એ ઘરેણાં શેઠાણીવાળાં હતાં કે કેમ? તેની સાબીતીમાં એટલું છે કે, શેઠાણીને મેં ઘણા કીંમતી દાગીના કરાવી આપ્યા છે; અને એ ફરી દુરસ્ત કરવા જે ઝવેરીને ત્યાં મેં મુકયા હતા ત્યાંથી એણે વહેલા ઉપાડી લઇ અહિં તો ફકત કાલે આણ્યા; હવે એમ ધારો કે એ દાગીના અમારા ન્હોતા તો તે લાવ્યો કયાંથી? આટલું પણ શક લાવવાને માટે પુરતું છે.

" હા જી. " રતિલાલે કહ્યું એટલો શક રહે છે ખરો. "

" તમે ખરૂં કહો છો. પણ વખતે મારી પણ ભૂલ થઇ હોય. શેઠાણી આ લગ્ન વગેરેના પ્રસંગોમાં બધું ઝવેરાત અંગલે મંગાવે છે. આ વખત તે મંગાવ્યું છે કે નહિ તે તમે જાણો છો ?"

" હા સાહેબ ! બિહારીલાલ અને મહરાજ આ વખત તો મુંબઈ જઈને લઈ આવ્યા છે. "

" એમકે ? ઠીક ત્યારે તો—આપણાથી આ વાત ખરી છે કે ખોટી તેનો તરત નિવેડો આણી શકાશે. તમને ઝવેરાત—હીરા ખરા ખોટા પારખતાં આવડે છે ?"

" ના, શેઠ સાહેબ ! હું ખાત્રીથી કહી શકું નહિ. "

" ફિકર નહિ; મને આવડે છે તો. મારા બાપ જીવ્યા ત્યાં સુધી મારે એ ધંધો કુટવો પડયો હતો ! શેઠાણી તો એની એજ જગોએ સુઈ રહે છે ને ?"

" હું એમ ધારૂં છું. મેડી ઉપર વહુનાં જમણા હાથના ઓરડામાં. "

" હા, હા એજ. શેઠાણીના ઓરડાનું બારણું વિજળીની ઘંટડીઓવાળી દોરીથી બંધ કરવામાં આવે છે કે નહિ ?"

" ના. સાહેબ, આપના ગયા પછીથી એમની ચાકરડી ત્યાં એમના પલંગ પાસે સુવે છે. "

" અને ઝવેરાત તે જ ઓરડામાં મુકયું છે કે બીજે કંઇ?"

" તેની મને ખબર નથી. "

" ઠીક છે. હું ખોળી કહાડીશ; અને જો જડશે તો પછી આપણે હીરા ખોટા છે કે ખરા છે તેની પરીક્ષા કરીશું."

" પણ શેઠ સાહેબ !" તે ડિટેક્ટિવ બોલી ઉઠયો. "તમે પકડાઈ જશો.—અથવા તમને કોઈ ઓળખશે તો ?"

" હેં ! એમ થાય તોયે શું ? હે મી. ડિટેક્ટિવ! મારા પોતાના મકાનમાં તો હું ધારૂં તે કરવાને મુખ્તિયાર છું, કેમ ખરૂંકની ? "

ધીમે ધીમે જરા પણ અવાજ કર્યા સિવાય, ધીમે પગલે શેઠ પોતાને બંગલે ચોરી કરવા ગયો અને ડિટેક્ટિવ એકલો પડયો.

રતિલાલને જરા એમ લાગ્યું ખરૂં કે આવી મિથ્યાકૂટમાં હું કયાંથી આવી પડયો ? આવી માંહોમાંહેની ગરબડો એને બહુધા પસંદ હતી નહિ, પરંતુ બહુ વાર થઈ નહિ એટલામાં તો જગતશેઠ ઘરેણાંની પેટી લઇને અંદર આવ્યો.

" આની કુંચી આપણી પાસે નથી. રતિલાલ !" તેણે કહ્યું, " તેથી આપણે કળ તોડી નાખવી પડશે."

" પણ તેથી તો આપણે જોયું છે એ વાત બહાર પડી જશે."

" હા. એમ થશે તો ખરૂંસ્તો, પણ બીજો ઉપાય નથી. " અને તે ડિટેક્ટિવ બીજો અક્ષર બોલે એટલામાં તો શેઠે પેટીનું ઢાંકણું, કળ તોડી ઉઘાડી નાંખ્યું અને હીરાના હાર અને મોતીની માળાઓ, જાત જાતનાં કાને તથા નાકે પહેરવાનાં ઘરેણાં અને હાથ પગનાં સોનાનાં સાંકળાં, કલ્લાં વગેરે બધી વસ્તુઓ બહાર નીકળી જમીન ઉપર પડી.

" સાહેબ ! પણ આ જરા તમે ઠીક કર્યું નહિ. "

કદાચ એમ હશે. પણ તેમાં શું થઇ ગયું. ? જુવો તો ખરા હું કહેતો હતો તે તદ્દન ખરૂં નીકળ્યું. આ બધામાં એક પણ હીરો કે ખરાં પાણીવાળું મોતી નથી !"

" આપને ખાત્રી છે ? હીરા તો ઝગઝગાટ ચળકે છે, અને મોતી પણ મોટાં પાણીદાર દેખાય છે. "

" અરે ! ભલા માણસ ! હાલ તમને ખબર છે કે ખોટાં મોતી અને ખોટા હીરા કેવી ચાલાકીથી ખરાં હોય એમ ગોઠવી શકાય છે ? મેં ન્હાનપણમાં ઝવેરીનો ધંધો કરેલો છે. હજી પણ એવી તેવી બાબતોમાં તો મારો અભિપ્રાય પણ લેવાય છે. આ બધા મોતી અને હીરાની, સોનું બાદ કરીએ તો, સો રૂપિયા કરતાં વધારે કિમ્મત ઉપજે નહિ એ નક્કી છે !" શેઠે માથું નીચેથી ઉંચું કર્યું આંખમાં આંસુ આવેલાં દેખાયાં અને ચ્હેરો એવો તો શોક જનક હતો કે રતિલાલને તેની ઉપર ખરેખરી દયા આવી. તેણે વખતે કાંઈ ભુલ થઇ હોય અથવા કુંજલતાને પોતાના ભાઈને બચાવવો એટલો જ હેતુ હોય એવી બંધ બેસતી વાતો–બહાનાં બતાવવા માંડયાં. તેણે એમ પણ કહ્યું "સાહેબ ! મેં શેઠાણીની વર્તણુંક ખરેખરી બારીકીથી અને તેમના ઉપર હંમેશાં નજર રાખીને તપાસી છે. અને હું ખાત્રીથી કહું છું કે એમનો તમારા ઉપર અત્યંત પ્રેમ છે. "

હેં રતિલાલ ! ખરૂં કહો છો ?–તમે કહો છો તે ખરૂં છે?" શેઠ બોલી ઉઠયો. " તમારો ખરેખરો આભાર માનું છું કે તમે મને આટલી આશા આપી. હું હવે ઘરેણાં શેઠાણીના ઓરડામાં મુકી આવું છું અને સ્હવારે વહેલો આવીશ. એમના ઉઠયા પહેલાં હું આવીને આ પેટીની કળ તોડયા બાબત જવાબ દઈ શકું. કદાચ એ તોડવામાં મેં ઉતાવળ કરી હશે, પણ તે વખત મને કાંઈ ભાન નહોતું."

તેણે ઝવેરાત પેટીમાં પાછું મુક્યું, અને પોતાની સાથે પેટી લઈને શેઠાણીના ઓરડામાં મુકવા ગયો. એને કાંઈક ઠોકર ઓકર વાગી હશે એમ રતિલાલને લાગ્યું, કારણ રસ્તામાંથી કાંઈક એવો અવાજ સંભળાયો. પરન્તુ શેઠ તરત પાછો આવ્યો અને જોડા પહેર્યા.

રતિલાલ ! હવે હું અત્યારે તો જાઉં છું." તેણે કહ્યું, કાલે સવારે મળસ્કામાં તો પાછો અહીં આવી પહોંચીશ. કદાચ મારા આવ્યા પહેલાં આ બધું જણાઈ જાય તો બેલાશક ખુલ્લી રીતે મારૂં નામ દેજો; બનેલી ખરી હકીકત જણાવી દેજો; તમારા થોડા શબ્દોએ તો મારા શરીરમાં ફરી ચેતન આણ્યું છે ! ઠીક ત્યારે, સાહેબજી !"

જતે જતે કાન, માંડીને તેણે પુછ્યું. " તમે કોઈનું પગલું અવાજ સાંભળ્યો ?"

" ના. સાહેબ ?"

" મેં સાંભળ્યું હતું—આહા ! મારી ભૂલ થઈ નથી; સાંભળો ?" આટલું બોલી તે ધીમે ધીમે બારી પાસે ગયો અને ત્યાંથી નીચેના બાગમાં કૂદી પડયો. બારણું ઉઘાડયું અને બિહારીલાલ તે ડિટેકિટવ પાસે આવી ઉભો. " તમારી પાસે કોણ હતું ? અહિં તે શું કરતો હતો !—મને ખાત્રી છે કે મેં એનો અવાજ ઓળખવામાં તો કાંઈ ભૂલ કરી નથી."

" જો તમે એનો અવાજ ઓળખ્યો હોય " રતિલાલે શાન્તિથી જવાબ આપ્યો; " તો કાલે જે વાત બહાર પડવાની તે આજ જણાવવામાં મારે કોઈ પણ પ્રકારનો વાંધો નથી."

"તમે શું બોલો છો?" બિહારીલાલે જરા મિજાજથી કહ્યું, "તમે એ માણસના મળતિયા છો? તમે એને બંગલામાં લાવવાની હિમ્મત કેમ કરી?"

"હિમ્મત કેમ કરી? બિહારીલાલજી! એવા શબ્દો સાંભળવાની મને ટેવ નથી. જો તમે જગતશેઠને ઓળખ્યા હોય તો પછી તમે એમના વિષે આવી ઢબથી વાત કેમ કરી શકો છો? તમે પણ કબુલ કરશો, કે એમને તો એ ધારે તે વખત અને તે રસ્તે જવા આવવાનો હક છે.!"

"જગતશેઠ! કહો છો? કાંઈ ગાંડાબાડાં થયા છો?"

"તમે મને હમણાં કહ્યું કે મારી સાથે વાતચિત કરનાર માણસનો ઘાંટો તમે ઓળખ્યો હતો."

"હા, હા. પણ—એ તો પેલા લુચ્ચા ઠગારા 'છટકતા છેલ'નો હતો, જેણે અમને એકવાર પ્હેલાં પણ છેતર્યાં હતા.

રતિલાલનો ચ્હેરો ગુસ્સાથી કે શરમથી લાલ થઈ ગયો, અને બોલી ઉઠયોઃ "આહા! હવે હું સમજ્યો. તેણે જ જગતશેઠનો વેશ લઈ મને છેતર્યો; અને શેઠાણીનું ઝવેરાત ચોરી જવામાં મને મદદગાર બનાવ્યો. કાંઈ ફિકર નહિ, હજી પણ આપણે તેને પકડી શકીશું. હજુ બહુ દૂર ગયો નહિ હોય. ચાલો, બિહારીલાલ!"

"જરાં ઉભા રહો," બિહારીલાલે વિચાર કરી જવાબ દીધો, "આપણે પહેલાં એમ જોવું જોઇએ કે એ કેઈ તરફ જશે એ પહેલીવાર છટકી ગયો ત્યારે અમે ખૂબ ચોકસાઇથી તપાસ કરી હતી, તેમાં એમ માલુમ પડયું હતું કે, નદીમાં એક હોડકું લઈ એ અને એનાં બે માણસો આવેલાં હતાં. પછી ત્યાંથી

હોડકું એક જગ્યાએ બાંધી રાખ્યું, એ લોકો અહિં આવેલાં; અને નાશી ગયા પછી પણ તેજ રસ્તે તેઓ ગયા હતા, કદાચ એ લોકો આ વખત પણ એમ કરશે. એ બાગમાં થઈને બહાર જશે. પણ આ પાસે એક નાનો દરવાજો છે ત્યાં નદી કિનારો પાસે છે, જેથી આપણે કદાચ એની પહેલાં પણ જઇ શકીશું અને પકડી પણ પાડી શકીશું."

તે બંને જણ ઉઘાડે પગે ત્વરાથી નીકળી પડયા અને બાગ મુકીને આગળ જતાં નદી કિનારે બે માણસોને એક હોડકામાં કોઈની વાટ જોઇ બેસી રહેલા જોયા. બિહારીલાલનું ધારવું ખરૂં હતું અને 'છટકતો છેલ' હજી આવી પહોંચ્યો નહોતો.

"આપણે ઠીક આવી પહોંચ્યા છીએ, બિહારીલાલે કહ્યું. અને તે બંને જણા, એક બે ઝાડ પાસે પાસે ઉગેલાં હતાં તેમને ઓઠે ઉભા રહ્યા.

જરાક વારમાં 'છટકતો છેલ' આવી પહોંચ્યો, તે સપાટાથી દોડતો હતો અને તેણે હોડકા તરફ જવાની દિશા પકડી બિહારીલાલ તેના પર કુદી પડયો અને સામો થઈ ગયો.

બનાવો–આવે–અણીને–વખતે–ઘણી ઝડપથી પસાર થઈ જાય છે. તે ચોર જરાયે ગભરાય એવો ન્હોતો. તેણે જરા પણ અટકયા વિના ગુંજનમાંથી 'રિવોલ્વર' (છ નળીની પિસ્તોલ) બહાર કહાડી, પોતાની સામે થનાર માણસના સામી તાકી; અને તરત એક તીવ્ર અવાજ થયો.

બિહારીલાલના સારા ભાગ્યે રતિલાલ ચોર પકડવામાં ઘણો પાવરધો હતો અને આવી બાબતના તેના મોટા અનુભવને લીધે બિહારીલાલ બચી ગયો, નહિ તો તેનું તો આવી જ બન્યું હતું!

તે ડિટેક્ટિવે બિહારીલાલને આગળ પડી ચોરની સામે થવા દીધો હતો. પણ પાછળથી જઈ—તે ન દેખે એવી રીતે—પાછળથી તેજ વખત તેણે તેના હાથ પકડી લઈ પિસ્તોલની તાક ચૂકાવી દીધી. ગોળી ઉંચી ગઈ અને બિહારીલાલ બચી ગયો ! બન્ને જણાએ મળી તે ચોરને પકડી લીધો અને પિસ્તોલ પડાવી લીધી.

હોડકામાંના માણસો હોડકું હંકારી ગયા; અને બિહારીલાલ તથા રતિલાલ પોતાના કેદીને બંગલે લઈ આવ્યા અને ભોંયરામાં પુરી તાળું વાસ્યું.

બિહારીલાલની જીંદગી રતિલાલે બચાવી હતી. અને તેથી તેણે જગતશેઠ તથા કુંજલતા સિવાય બીજા કોઇને આ વાત ડિટેક્ટિવને ચોરે ચાલાકીથી છેતર્યો હતો તે—ન જણાવવાનું તરત વચન આપ્યું. વળી 'છટકતા છેલ'ને પકડવાનું એક હજાર રૂપિયાનું ઇનામ અને શેઠાણી તથા બિહારીલાલ તરફથી કીંમતી ભેટો તેને મળી. ઉપરાંત આથી તે ડિટેક્ટિવની આબરૂ ઘણી વધારે વધી, અને પેપરોમાં તથા જ્યાં ત્યાં એનાં વખાણો થવા લાગ્યાં.

'છટકતા છેલ' પાસેથી શેઠાણીવાળું ઝવેરાત નીકળ્યું,—કારણ તેણે ફકત ખાલી પેટી પાછી મુકી હતી—અને તેને જન્મટીપનીકાલની સજા કરવામાં આવી. જેને માટે તે તદ્દન યોગ્ય હતો, પરન્તુ સજાનો હુકમ સાંભળ્યા પછી પાછા કેદમાં લઈ જતી વખત જજને અને કોર્ટને આશ્ચર્ય પમાડતો સવાલ તેણે પુછ્યો હતો, કે " એ તો બધું ઠીક ! પણ હવે મી. રતિલાલને માટે શું ?

ખરેખર ! હું તો ધારતો હતો કે જો ડિટેકિટવને સાથે રાખીશ તો તો બચી જઇશ. ”

રતિલાલ જરા ગભરાયો; મ્હોં ઝાંખું પડયું અને જ્યારે તે ગુન્હેગારે તેના સામે આંખથી અણસારો કર્યો ત્યારે તો તેના ગભરાટની સીમા ન રહી ! પરન્તુ તે બાબતની વિશેષ વિગત પુછયા શિવાય ‘છટકતા છેલને’ તુરંગમાં લઇ જવામાં આવ્યો અને એ વાત તે વખતે એટલેથી રહી ગઇ !

* * * *

રતિલાલ આજ તે વખતથી પણ વધારે પ્રખ્યાત ડિટેકિટવ તરીકે જાણીતો છે. અને તેના પ્રસંગમાં આવતાં તથા તેનો પરિચય થતાં તેણે કેટલીક બીજી વાતોની સાથે આ વાત પણ મને કહી હતી તે ઉપરથી આ નોંધ કરી છે. અહિં માત્ર એટલું જણાવવાનું કે રતિલાલ વગેરે પાત્રોમાંનાં ઘણાં ખરાં હાલ પણ હયાત છે અને આ વાર્તા ખરી બનેલી છે; ફેર માત્ર જગાઓ તથા નામનો. અને તેમ કરવાની જરૂર પણ એટલી કે કોઇની પણ લાગણીઓની વિના કારણ અવગણના ન થાય.

જગતશેઠને પોતાની તરફ શેઠાણી કુંજલતાના અતિશય પ્રેમનું આ બનાવોથી સહજ જ્ઞાન થયું અને હાલ તે પહેલાંના જેટલો વિદ્યાવિલાસી રહેવા છતાં પોતાની સ્ત્રી તરફ વિશેષ માન અને પ્રેમની લાગણીઓથી જોવા લાગ્યો છે.

બિહારીલાલને અને રતિલાલને આ કેસમાંથી આકસ્મિક મિત્રતા બંધાઇ તે દિન પર દિન વધતી જાય છે. અને બિહારીલાલના અભિપ્રાયોને રતિલાલ ઘણીવાર માનનિય ગણે છે, જો કે બિહારીલાલ તેમને પોતાના પ્રાણ સંરક્ષક તરીકે હજી અભિનંદે છે

રતિલાલ વારંવાર "શાન્તિસદન" જાય છે અને બિહારીલાલ હવે તો ત્યાં જ રહે છે. તથા રતિલાલ કુંજલતાને ધર્મની બ્હેન ગણે છે. જગતશેઠ પણ તેમના ત્યાં જવાથી ઘણો ખુશી રહે છે; અને ઘણી વાર કારણ શિવાય પણ તેમને ત્યાં આવવાને આમંત્રણો મોકલ્યા કરે છે. 'મહારાજ' વગેરે પહેલાંના 'જગન્નાથ' ભાઈના ઉપર ખુશી હતા તેટલા જ તેનાથી પણ વિશેષ-ખુશી રતિલાલ ઉપર રહેતા જણાય છે. કારણ તે એક સુપ્રસિદ્ધ ડિટેક્ટિવ હોવા છતાં સર્વેની સાથે સમાન ભાવથી વર્તે છે.

